પ્રેમભક્તિ - ગ્રન્થમાળા

મહાકવિ કાલિદાસ વિરચિત

# શકુન્તલાનું સંભારણું

સમશ્લોકી ભાષાન્તર

---

ન્હાનાલાલ દલપતરામ કવિ

પ્રેમભક્તિ-ગ્રન્થમાલા

મહાકવિ કાલિદાસ વિરચિત

અભિજ્ઞાનશાકુન્તલ નાટકનું

સમશ્લોકી ભાષાન્તરઃ

# શકુન્તલાનું સંભારણું

---

-ન્હાનાલાલ દલપતરામ કવિ

વિ. સં. ૧૯૮૫ ઈ. સ. ૧૯૨૯

કીંમત સવા રૂપીઓ

# પ્રેમભક્તિ-ગ્રન્થમાલા

---

**પ્રથમાવૃત્તિની સાલ**

૧, કેટલાંક કાવ્યો, ભાગ ૧ લો (૨ જી આવૃત્તિ) ૧૯૦૩

૨, રાજસૂત્રોની કાવ્યત્રિપુટિ ૧૯૦૩-૦૫-૧૧

૩, વસન્તોત્સવ (૩ જી આવૃત્તિ) ૧૯૦૫

૪, કેટલાંક કાવ્યો, ભાગ ૨ જો (૨ જી આવૃત્તિ) ૧૯૦૮

૫, ઇન્દુકુમાર, અંક ૧ લો (૩ જી આવૃત્તિ) ૧૯૦૯

૬, ન્હાના ન્હાના રાસ, ભાગ ૧ લો (૬ ઠ્ઠી આવૃત્તિ) ૧૯૧૦

૭, શ્રીમદ્ ભગવદ્ગીતા, સમશ્લોકી (૨ જી આવૃત્તિ) ૧૯૧૧

૮, જયા-જયન્ત (૪ થી આવૃત્તિ) ૧૯૧૪

૯, મેઘદૂત, સમશ્લોકી (૩ જી આવૃત્તિ) ૧૯૧૭

૧૦, ઉષા (૪ થી આવૃત્તિ) ૧૯૧૮

૧૧, ચિત્રદર્શનો ૧૯૨૧

૧૨, રાજર્ષિ ભરત ૧૯૨૨

૧૩, પ્રેમકુંજ ૧૯૨૨

૧૪, પ્રેમભક્તિ-ભજનાવલી ૧૯૨૪

૧૫, સાહિત્યમન્થન ૧૯૨૪

૧૬, વૈષ્ણવી ષોડશ ગ્રન્થો, સમશ્લોકી ૧૯૨૫

## પ્રેમભક્તિ-ગ્રન્થમાળાનાં
## નવીન ગ્રન્થો અને આવૃત્તિઓ

---

| | પ્રથમાવૃત્તિની સાલ |
|---|---|
| ૭, શકુન્તલાનું સંભારણું, સમશ્લોકી ( ૨ જી આવૃત્તિ ) | ૧૯૨૬ |
| ૮, કુરુક્ષેત્રઃ પ્રથમ કાંડ, યુગપલટોઃ (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૯, કુરુક્ષેત્રઃ દ્વાદશકાંડ, મહાસુદર્શનઃ (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૦, ઉદ્‌બોધન | ૧૯૨૭ |
| ૧, અર્ધશતાબ્દિના અનુભવબોલ | ૧૯૨૭ |
| ૨, સંસારમન્થન ( ૨ જી આવૃત્તિ ) | ૧૯૨૭ |
| ૩, વિશ્વગીતા ( ૨ જી આવૃત્તિ ) | ૧૯૨૭ |
| ૪, ઈન્દુકુમાર, અંક ૨ જો | ૧૯૨૭ |
| ૫, ન્હાના ન્હાના રાસ, ભાગ ૨ જો ( ૨ જી આવૃત્તિ ) | ૧૯૨૮ |
| ., ગીતમંજરી | ૧૯૨૮ |
| ૭, જહાંગીર-નૂરજહાન | ૧૯૨૮ |
| ૮, કુરુક્ષેત્રઃ ચતુર્થ કાંડ, યોધપર્વણી | ૧૯૨૮ |
| પંચમ કાંડ, પ્રતિજ્ઞાદ્વન્દ્વ | ૧૯૨૮ |

### ૧૯૨૯માં છપાશે

| પ્રથમાવૃત્તિ | નવીન આવૃત્તિઓ |
|---|---|
| ન્દુકુમાર, અંક ૩ જો, સમર્પણ | પ્રેમકુંજ |
| હાનશાહ અકબરશાહ | રાજર્ષિ ભરત |
| ઉપનિષદો, સમશ્લોકી | મેઘદૂત |
| મન્થન | ઉદ્‌બોધન |
| બોધન | |
| ક્ષેત્રઃ તૃતીય કાંડ, નિર્ધાર | |
| દ્વિતીય કાંડ, હસ્તિનાપુરના નિર્ઘોષ | |



## ગુર્જરકુંજની રસરસિયેણ શકુન્તલાઓ!

૧, 'હસ્તિનાપુરને પાટે રાજર્ષિં શું તપસ્વિની,
આભે ચન્દ્રકલા જેવી, સિંહાસને વિરાજશે,
ચક્રવર્તી થશે ત્ય્હારે;' એવું પૂર્વે હતું વર.

૨, ઉગ્યા પછી બહુ યે આથમતા જ સૂર્ય,
વીતી બહુ યે રજની પણ પૂર્ણિમાની;
નક્ષત્ર રાશિ ગ્રહ-કંઇ ઉગી અસ્ત પામ્યા;
એ આર્ષ વાણ ફળતો ન ઉગ્યો જ યોગ.

૩, ગંગોત્રી-જમનોત્રીના ઉર્મિઓ ઉછળ્યે જતા;
વિશ્વના વ્હેણની પેઠે એ યે પાણી વહી જતાં.

૪, પછી મહાપુણ્યવતો યશસ્વી,
સોળે કળા પૂનમચન્દ્ર જેવો,
યમુનાતીરે ત્ય્હાં પુરુવંશ આવ્યો;
ને સ્થાપિયું પૌરવપુર ત્યાંહિ.

૫, અક્કેકથી અધિકા એ, શૃંગો શા ગિરિમાળને,
હતા મહાનુભાવો સૌ રાજર્ષિ હસ્તિનાપુરે.

૨

૬, હિમાદ્રિને ચરણ હરિણો મ્હાલતાં મન્દ મન્દ,
ઘેરાં ઘેરાં ગગન ઉડતાં ધૂમ્ર કેરાં વિમાન;
વ્હેતી'તી જ્ય્હાં સરિત, ઋષિના પુણ્યના વ્હેણ જેવી,
ત્ય્હાં વનખોળે વસતી મીઠડી કો મૃગોમાં મૃગાક્ષી.

૭, સન્ધ્યાનાં ભગવાં અભ્રે ઝાંખી ચન્દ્રકલા સમી
આચ્છાદી વલ્કલોમાં તે રસની રૂપલતા હતી.

૮, ફૂલડે ફૂલી ફૂલવેલ શી,
તપની જ્યોત સમી તપસ્વિની,
કવિતા સમ કાલિદાસની,
હતી એ શુદ્ધશીલા શકુન્તલા.

૯, માલિનીના જલઆરા, હિમાદ્રિની વિભૂતિ, ત્હાં
રસિકોના રસઘાટ, તપસ્વીનાં તપોવન.

૧૦, લીધાં-દીધાં પ્રેમીને પ્રેમી હૈયાં,
લીધા દીધા પ્રેમ શું પ્રેમકોલ;
માણ્યાં દિવસે, અવધિ આવ્યે રસીલા
છૂટાં પડિયાં પ્રેમનાં પંખીડાંઓ.

૩

૧૧, પછી હૈયાસૂની સાધ્વી ઋષિઆતિથ્ય વીસરી;
અને એ ઋષિના શાપે વીસર્યો વ્હાલી રાજવી.

૧૨, ઇન્દ્રે તેડયા સંચર્યો રાજ સ્વર્ગે,
નિષ્કંટક ત્હાં કીધ એ સ્વર્ગભોમ;
પાછાં વળતાં, પુણ્યના પાક રૂપ,
પામ્યા પત્ની પુત્ર ને નિજ પ્રતિષ્ઠા.

૧૩, દુષ્યન્ત, ઇન્દ્રનો મિત્ર, હસ્તિનાપુરનો નૃપ,
સાધ્વી શકુન્તલાને યે વીત્યાં એવાં જ વિતક.

૭

૧૪, કીધી વસન્તે ભૂલ કૌશિકે, ને
ગ્રીષ્મે કીધી કાંક શકુન્તલાએ;
સન્તાપ–અનુતાપતપે ભૂંસાઈ;
ભરતે પછી ભારતવર્ષ કીધો.

૧૫, ઉદાર માલિનીતટના તપોવનની તાપસી
હસ્તિનાપુરને પાટે, આભે ચન્દ્રકલા સમી,
સિંહાસને ચ્હડી, ત્ય્હારે ચક્રવર્તી થયો નૃપ.

૪

૧૬, ચાર હજાર વર્ષોનાં વ્હાણાં વાઇ પછી ગયાં;
ત્હો ય તે રસનાં પૂર આજે એવાં વહી રહ્યાં.

૧૭, સાંદીપનિ, શિવ મહા, હરસિદ્ધ અંબા,
યોગીન્દ્ર ભર્તૃહરિ, વિક્રમ, કાલિદાસ,
ને ફૂલકોમળી સુહાગી શકુન્તલા જ;
શિપ્રાતીરે અનુપ એ વર દેવરત્નો.

૧૮, વિક્રમાદિત્યની જાણે કીર્તિની કલગી, ભલા !
કવિતાને ઉર્મિબેઠી ફરી જન્મી શકુન્તલા.

૧૯, મધ્યાન્હ ભારત તણું હતું મધ્યદેશે,
ત્ય્હાં તેજનાં કિરણ કેરી ગૂંથાઈ મૂર્તિ;
પૂર્યો જ પ્રાણ પછી એ મંહી કાલિદાસે;
ચોખંડખ્યાત રસમૂર્તિ શકુન્તલા તે.

૨૦, પૂર્ણિમાનો ચન્દ્ર પૂરે ચન્દ્રિકાનાં સરોવરો;
એવાં આ છલકે અંકો સાતે યે રસનાં સરો.

૫

૨૧, રસની, સ્નેહની, તપની, વડી ભારતગોત્રની,
કાલિદાસની વાર્તા આ અર્પું, લ્યો, ફળજો, સખિ !

૨૨, મુજ ગુર્જરકુંજવાસિનિ !
કોકિલકંઠિ ! કપોતપંખિણિ !
ઉડજે, પિયુને ઉડાવજે;
તુજને આભ અનન્ત ન્હોતરે.

૨૩, આર્યજૂનું આર્યાવર્ત થયું ભારતવર્ષ આ,
તે પૂર્વેથી રસ પાયે દુષ્યતને શકુન્તલા.

૨૪, નવપાંખની એ શકુન્તલા !
રસકોડે ઉછરેલી એ હલા !
તપને મ ભૂલીશ; જો ! ફળે
તપના આતપમાં રસાળ એ.

૨૫, પિયુને પ્રેમનાં પાજે એવાં કલ્યાણનાં અમી;
ભરત શા, લાડિલી ! ત્હારા થજો પુત્રો પરાક્રમી.

પ્રેમભક્તિ

# પ્રસ્તાવના

## શકુન્તલા એટલે નાટકોની રસરાણી.

મહારાજ દુષ્યન્તદેવે માલિનીતીરની એ તપસ્વિનીને હસ્તિનાપુરને રાજસિંહાસને સ્થાપી. મહાકવિ કાલિદાસે હસ્તિનાપુરની એ મહારાણીને રસજગતને રસસિંહાસને સ્થાપી. શકુન્તલા એટલે તપસ્વિની, મહારાણી, રસેશ્વરી. શકુન્તલા એટલે રંગભૂમિની મહાદેવી.

શકુન્તલા

અને શકુન્તલાને હતા ત્રણ જનકો. મહેન્દ્રનું સિંહાસન ડોલાવતી ઉગ્ર તપશ્ચર્યાનો સકલ પુણ્યસંચય ભાગ્યમાં સમર્પી જન્મદાતા તપસ્વી કૌશિક એના દેહપિતા. તપોવનમાં એને ઉછેરતા, એના પ્રતિકૂળ દૈવને સન્તોષવા તીર્થયાત્રા કરતા, મહર્ષિ કણ્વ એના ધર્મપિતા. અને રસઅંજલિ છાંટીને એને સંજીવનદાતા, 'કવિકુલગુરુ' બિરદથી પૃથ્વીપ્રખ્યાત રસર્ષિ કાલિદાસ એના રસપિતા. પરાક્રમી પુત્રોથી ઘણુંખરાં વિશ્વવિખ્યાત થાય છે; રસપુત્રીની પરમ તપવાર્તા અને રસકથાથી કાલિદાસ વિશ્વવિખ્યાત થયા.

કાલિદાસ એટલે શકુન્તલાના રસપિતા; શકુન્તલા એટલે કાલિદાસની રસપુત્રી.

ભાસ્કરાચાર્ય ને લીલાવતી કરતાં યે અધિકાં છે એ રસલોકનાં પિતાપુત્રી.

ઇતિહાસ વિપ્લવોમાં શકુન્તલા નાટક.

ભિન્ન ભિન્ન ભાવનાની પલટાતી ઋતુઓ, કાવ્યરસિકોની કાવ્યરુચિના ચિત્રવિચિત્ર વિપ્લવો, ઇતિહાસના અસ્તોદય, દિક્ષસુરીઓનાં સ્હવાર ને સન્ધ્યા, કલાનાં–સૌન્દર્યનાં–રસનાં ઉત્તરાયન ને દક્ષિણાયન; બે–બે હજાર વર્ષોનાં વિધવિધનાં અજવાળાંઅન્ધારાંના રંગબેરંગી યુગાન્તર, કાળસાગરના ભરતીઓટ સરિખડા, આવ્યા ગાજ્યા ને ગયા. પણ અવિરત ડોલતા સાગર વચ્ચે ખડકશિખરે પુણ્યમન્દિર માંડી વિરા-

જતી મહાદેવીની પેઠે, શકુન્તલાનું રસમન્દિર, મહાકાળનાં એ ઝંઝાનિલ અને તોફાની ઉથલપાથલોમાં યે રહ્યું છે, એક જયધ્વજ ફરકાવતું, સદા અડોલ ને અખંડ. રસસાગરની વચ્ચોવચ્ચ રસની દીવાદાંડી સમી યુગયુગથી શકુન્તલા ઉભી છે; ને કંઇ કંઈ મછવાઓને તેમ જ સફરી જહાજોને એ રસાર્ણવના રસમાર્ગ દાખવે છે.

કાલિદાસનાં આકર્ષણ

આજથી બત્રીશ વર્ષ ઉપર, ઈ. સ. ૧૮૯૪ માં, મુંબઇનગરીમાં કાલિદાસ વિરચિત મૂળ સંસ્કૃત નાટક એક દક્ષિણી નાટકમંડળીએ ભજવ્યું હતું, ને હું યે ત્યહારે ત્ય્હાં એક પ્રેક્ષક હતો. મધરાતના દોઢ વાગ્યા સૂધીમાં માત્ર પહેલા ચાર જ અંક ભજવાયા હતા. **सेयं याति शकुन्तला** વાળો શ્લોક તાળીઓના ધન્યવાદ વચ્ચે ત્રણ વાર ગવાયાનું આજે આટલે વર્ષે યે સાંભરે છે. સૂત્રધાર ઉચ્ચારે છે એમ સાચ્ચે જ **अभिरूपभूयिष्ठा** હતી એ પરિષદઃ નટી ભણે છે કે **न किमपि परिहास्यते** એમ કાંઇ યે ત્ય્હાં ઉણપ જેવું ભાસતું નહોતું:–સિવાય હું, કે મુજ સરિખા અન્ય કો ત્ય્હાં હોય તો તે. એ પ્રસંગે ખરેખર ! હું તો પ્રેક્ષક જ હતો, શ્રોતા ન હતો. શકુન્તલાના ને કાલિદાસના કાવ્યમહિમા જ મ્હને ત્ય્હાં ખેંચી ગયા હતા. પણ દેવમન્દિરે દેવમૂર્તિ શું વાણવાર્તા તો કેટકેટલાકે કીધી છે ? અને છતાં વાક્કથા વિના ય તે એ મન્દિરવાતાવરણમાંથી ધાર્મિકતા ને પુણ્યમયતાનાં દેવભાતાં ભાવિક દર્શનોત્સવિયાં ઓછાં ભરી જતાં નથી. હું યે એ રસમન્દિરનો ભાવિક દર્શનોત્સવિયો હતો; ને કાલિદાસશકુન્તલાના રસધૂપના દેવસૌરભનો લેશે કંઇક ત્ય્હાંથી લઈ વળ્યો હતો. ત્ય્હારથી હતાં એમનાં મ્હને આકર્ષણ. બે ત્રણેક દાયકાની ભક્તિ પછી એ દેવમૂર્તિઓએ મુજ શું બોલવા માંડયું છે.

અને આજે તો કોઈક જ મહાપ્રજાની સાહિત્યકુંજ શકુન્તલાની રસપ્રતિમા વિનાની હશે: ભાષાન્તર એટલે જ છબિ, મૂળ નહીં. અને

ભાષાન્તર એટલે જ છબિ

છતાં મૂર્તિપૂજક આપણી ભોમમાં કે અમૂર્તિપૂજક પર ભોમમાં છબિવિહોણાં રસિકોનાં ઘર આજ કેટકેટલાં ? આછી–અધૂરી આ ભાષાન્તરે છબિ જ છે. વસન્તમાં ફૂલફોરમ શું ફોરમતું કાલિદાસનું પદલાલિત્ય જગજાહેર છે. પ્રૌઢા ગિર્વાણનું એ ગૌરવ સુકુમાર ગુજરાતીમાં કેટલુંક ઉતરશે ? ધ્વનિ અને વ્યંગ તો આ નાટકમાં, ઘટાછૂપા કોકિલશબ્દ સમા, સ્થળે સ્થળે ટહુકે છે. એ ટહુકાર સહુ યે સંભળાયા નહિ હોય; ને સાંભળેલા ટહુકારના યે આમાં પડઘા હશે. કાલિદાસની લાડકી બોલીનો મંજુલ કલરવ મૃદુલ ગુજરાતીમાં ઝીલી શકાય; એ માધુર્ય આમાં કેટલું ઝીલાયું છે તે તો રસપારખ જાણે. ગદ્યભાગમાં કાલિદાસીય શબ્દરચના પાળવા પ્રયત્ન છે. શકુન્તલામાંની ગદ્યશૈલી સરલ ગદ્યશૈલી નથી. લીલાથી, વિલાસથી સંચરતી, કુંકમવર્ણા પગલાં પાડતી હંસગતિએ જતી રસિકાની સમી એ ગદ્યશૈલી લલિત વિલાસશૈલી છે. આમાં તો એનું ગુજરાતી અનુકરણ છે. એક ગુરૂસ્થાને બે લઘુ, પિંગળશાસ્ત્રના અક્ષરમેળમા એટલી માત્રામેળતા મૂકવી, મ્હારે તો પા સદી–જૂની વાત છે. શકુન્તલાનાં ચાર બીજાં ગુજરાતી ભાષાન્તરો જોયાં છે, ને ઓછોવધતો સહુનો યે ઋણિ છું. રસજગત જેને અપ્રતિમ ભાખે છે ત્હેની આ પ્રતિમા ઉતારતો બેઠો છું એમાં યે ડહાપણ કેટલાંક કદાચ નહીં કહે. છતાં યે આપણ ગુજરાતીઓ વિક્રમસંવતના ઉપાસકો છીએ; ને વિક્રમનો જયસંવત એ જ કાલિદાસનો રસસંવત. વિક્રમથી ને કાલિદાસથી ને શકુન્તલાથી ગુજરાતીઓ તો વર્ષો ગણે છે, અમાપ કાલને માપે છે. એ યુગવર્તી ને શકસૃષ્ટા ઇતિહાસપૂજ્યોની, એમની અમૃતછાંટી રસવેલેથી જ વીણેલી ફૂલપાંખડીએ, આરતી આજ ઉતારૂં છું.

જગતમાંની કો વિરલ મહાપ્રજાઓએ જ નિજ રાજધાનીઓને નિજ સંસ્કૃતિગંગાની ગંગોત્રીઓ કીધી છે. ઘણીખરી એ તો રાજ-

મન્દિર ને સંસ્કૃતિમન્દિર પૃથક પૃથક રાખ્યાં છે.

જગત્‌સંસ્કૃતિ-
ની ગંગોત્રીઓ

ગ્રીસરોમમાં રાજ્યધર્મ વિદ્યા કલા વ્યાપારનાં મન્દિરો એથેન્સમાં ને રોમમાં જ હતાં. ભારતવર્ષમાં નલીન્દ ને પાટલીપુત્ર, હસ્તિનાપુર ને કાશી, તક્ષશીલા ને લવકોટ નિરનિરાળાં જ રહ્યાં છે. પેરિસમાં ફ્રાન્સનું રાજમન્દિર ને સંસ્કૃતિમન્દિર ઉભય છે. ઈંગ્લાંડમાં ઓક્ષફર્ડ ને લંડન નોંખનોંખાં છે. અર્વાચીન યુગની હિન્દુ પાટનગરીઓ—પૃથ્વીરાજની દિલ્હી, મહારાણાઓનું ચિતોડ, છત્રપતીનું પૂના, ખાલસાનું લાહોર—પાટનગરીઓ હતી, સંસ્કૃતિનગરીઓ ન હતી. છેક પ્રાચીન સમયમાં યે અયોધ્યા ને ચિત્રકૂટ, પૌરવપુર ને કણ્વાશ્રમ જૂદાં જૂદાં હતાં. ભારતના ઈતિહાસમાં ઉજ્જયિની અપવાદ ભાસે છે. સાંદીપનીનો આશ્રમે ત્ય્હાં હતો, ને ભર્તૃહરિનું સિંહાસને ત્ય્હાં હતું; વિક્રમાદિત્યનું શકવર્તીત્વે ત્ય્હાં હતું, કાલિદાસની કવિતા યે ત્ય્હાં હતી. એ જ રાજનગરી હતી, એ જ ધર્મનગરી—મુક્તિપુરી હતી. બ્રહ્મચારી પયગમ્બર ઇશુ ખ્રીસ્ત એના સમકાલિન હતા. ભૂગોળખગોળનું એ મધ્યબિન્દુ હતું, અક્ષાંશરેખાંશ ત્ય્હાંથી મપાતા. અવન્તિકા ભારતવર્ષનું નાભિચક્ર હતી, વિરાટદેહનું યે તે ખરે મધ્ય ચક્ર હતી. બાણહર્ષવર્ધનના યુગમાં કનોજ હતું, કે તે પછી વિદ્યામ્હોરેલું વિજયનગર હતું, તેથી યે ઉજ્જયિની અધિકી હતી. વિદ્યા લક્ષ્મી રાજપદ ધર્મમુગટ એ સર્વ યોગ સંગાથે પામે છે જગતની વિરલી કો ધન્ય નગરીઓ. એથેન્સ ને રોમ એવી ધન્ય નગરીઓ હતી; અવન્તિકા યે એવી ધન્ય વિરલી રાજનગરી હતી. મહાપ્રજાઓની સંસ્કૃતિગંગાઓ ત્ય્હાંથી પ્રગટે છે. ભારતના મધ્ય યુગનાં અવન્તિકા એમ ભારતીય સંસ્કૃતિની પરમ ગંગોત્રી હતી.

મહાભારત એટલે આખ્યાનોનો મહાસાગર. ને શકુન્તલાની પ્રેમવાર્તા યે મૂળે મહાભારતમાં છે. આદિ પર્વના અધ્યાય ૬૯ થી ૭૪—એમ પાંચ અધ્યાયમાં શકુન્તલોપાખ્યાન વિસ્તરેલું છે. એમાં દુષ્યન્તશકુન્તલાની મિલનકથા છે, લોકાપવાદની ભીરુતાથી પ્રિયતમાની ઉપેક્ષાકક્ષા છે; શાપવિ-

વાર્તાનું
વસ્તુગૂંથણ

સ્મરણકથા નથી, મુદ્રાઅભિજ્ઞાનકથા નથી. ભારતકારને-રામાયણકારને સંસાર પૂજ્ય હતો. એમના નાયકોને લોકાપવાદ મહાશત્રુથી યે અધિકા ક્ષત કરતો. એમનાં કાવ્યઆદર્શો સંસારઆદર્શ હતાં. બ્રહ્મવેદી સમ સંસાર એમને વન્દનીય હતો. કલારસિક કાલિદાસને એ સાદી જનવાર્તા અધૂરી ભાસી; મનુષ્યલોકની ભૂલો પ્રયત્નો ને લોકાપવાદે અન્તર્સન્તોષ ન આપ્યો. એટલે વીંટી અને શાપના કથાભાગ કાલિદાસે ઉમેર્યા; ને એટલા જ ઉમેરણથી વાર્તા અને પાત્રોને ઉદ્ધાર્યાં. દુષ્યન્તરાજની ભીરુતા કે ભૂલ ન હતી, પ્રિયાની ઉપેક્ષા એ તો શાપસંભ્રમ હતો. એ શાપે શકુન્તલાએ ન્હોતરેલો ન હતો, પણ ચિંતનડૂબી હૈયાસૂનીની એ સહજ હૃદયભૂલ હતી. અને પછી એ શાપને સફળ કરવાને મુદ્રિકાનું સંભારણું આપવાની વાર્તા આવશ્યક થઈ. આમ નાથનાઠા હૈયાળીની સહજ ભૂલનું મૂળ વાર્તાને રૂપાન્તર આપી હૃદયવાળા સહુનાં યે હૃદય કાલિદાસે શકુન્તલા ભણી આકર્ષ્યાં; ને શાપતમસ્‌ને માથે આળ ઓઢાડી દુષ્યન્તરાજને નિર્દોષ ઠરાવ્યા. પૃથ્વીરોળાતી એવી મનુષ્યભૂલોને સમેટી લેઈ વિધિયોગની અગમ્ય ભૂમિકા ઉપર કવિએ વાર્તાને આમ મૂકી દીધી. સંસારપૂજતા સંસારસ્મૃતિ સરિખડા ભારતને એમ કલાના રંગ ચ્હડયા. મહાકવિઓની કલા ઉચ્ચગામિની જ હોય; વાર્તાને પાત્રોને વાંચકને સંસારને પગથિયું યે ઉંચે ચ્હડાવે. કાલિદાસની કાવ્યકલા રાજસ્‌ને સાત્ત્વિકતામાં લઇ જઈને મૂકે છે. પારસમણિને અડવે કથીરે સુવર્ણ થાય. મહાકવિઓ રસર્ષિઓ છે; ને મહર્ષિઓની પેટે રસર્ષિઓ પણ જગદુદ્ધારક જ હોય.

કાલિદાસનાં કે કાલિદાસની કાવ્યકલાનાં આજ સ્તુતિગાન ગાવાં એ તો ગાયું ગાવા જેવું છે. સંસ્કૃત સુભાષિતકારોએ કે ઇંગ્રેજ રસગુણજ્ઞોએ શું ઉણું રાખ્યું છે ? અને ત્હો યે કાલિદાસની કાવ્યકલાનાં સૌન્દર્યદર્શન તો યુગે યુગે સદા નવલાં જ થવાનાં.

કાલિદાસની કાવ્યકલા

કાલિદાસની કાવ્યકલાનો પ્રથમ ગુણ તો ઉપર ભાખ્યો તે છે. મહાકવિની કલા ઉદ્ધારક છે. વાર્તાને ને પાત્રોને ઉદ્ધારે છે, રાજસૂને સાત્ત્વિક કરે છે, પાર્થિવમાંથી સૂક્ષ્મતા સરજે છે, ઇન્દ્રિયગોચરને અગોચર લોકમાં સ્થાપે છે. વસ્તુગૂંથણીની કવિની રસચાતુરી સન્ત સમી કલ્યાણક ને ઉદ્ધારક છે.

કાલિદાસને વિલાસકવિ કહે છે; **कालिदासो विलास :** એ સ્તુતિમંત્ર અધૂરો છે. ભાવલાલિત્ય, પદલાલિત્ય, ઉપમાલાલિત્ય; લાલિત્ય કાલિદાસનું જ. ને તેથી વિલાસ કવિની વિશેષતા ખોટી નહીં, પણ અધૂરી છે. કાલિદાસને વિલાસકવિ ભાખનારાં કણ્વનાં ને મારીચનાં તપોવનો વીસરી જાય છે; રઘુવંશમાંના સ્વયંવરની રસસ્મૃતિઓમાં દિલીપનાં ધેનુચર્યાનાં તપ ભૂલી જાય છે. ભારતની રસકુંજોના કાલિદાસ રસરસિયા હતા; ને છતાં યે એ રસર્ષિ ભારતનાં તપોવનોના ઉવેખણહારા ન હતા. રસ ને તપ, સ્નેહ ને સંયમ, પુણ્ય ને પ્રાયશ્ચિત્ત ઉભયના જગમહિમા મહાકવિને સુગમ જ હતા.

કાલિદાસના Pathos : કાવ્યમાં નાટક રમ્ય, નાટકમાં શકુન્તલા, શકુન્તલામાં ચોથો અંક, ચોથા અંકમાં યે ચાર શ્લોકો; એ સુભાષિતપ્રશસ્તિ કાલિદાસના Pathos ની પ્રશસ્તિ છે. કાલિદાસનું Heartiology–હૃદયશાસ્ત્ર એકદેશી ન હતું. રામાયણભારતનાં સનાતન કાવ્યઆદર્શો સંકોચિત નથી, વિશાળ છે. પિતા દશરથ, માતા કુન્તા, ભરત ને લક્ષ્મણ સમી–પાંચ પાંડવો સમી બાંધવબેલડી, સીતા ને દ્રોપદી સમી સતી સાધ્વી પત્નીઓ; કાવ્યકલા એટલે સંવનનઉપાસક બે રસરસિયાંનું બેલડદર્શન એ ભારતરામાયણનો કાવ્યઆદર્શ નથી. કુલદર્શન–સંસારદર્શન એ ભારતરામાયણની કાવ્યભાવના છે. શકુન્તલામાં એ કાવ્યભાવનાને કાલિદાસે સન્માની છે. શકુન્તલા એટલે માત્ર રસરસિયેણ નહિ. શકુન્તલા એટલે રસિકા, તપસ્વિની, પુણ્યમૂર્તિ મહાદેવી; દુષ્યન્તની પ્રિયતમા, કણ્વની ધર્મપુત્રી, ભારતની રાજમાતા, વનવેલીઓની સાહેલડી. રાધાકૃષ્ણ વર્જી સંસ્કૃત સાહિત્યમાં અનુપમ

રસનાયિકા. છતાં સંસ્કારિતા ને સંસ્કૃતિની પૂર્ણપ્રતિમા. શકુન્તલા એટલે રસરસિયેણુ સંસારિણી.

ચિત્રમાંનાં ફૂલ ને વાડીમાંનાં ફૂલનો પ્રધાન ભેદ એ છે કે ચિત્રમાંનાં અનુકરણફૂલડાંમાં રંગદર્શન હોય, સૌરભદર્શન ન હોય. વાડીફૂલડાં તો રંગે રૂપાળાં ને સૌરભે મનોહારી હોય. એમ રસમ્હોર્યાં કવિવરોની કાવ્યવાડીઓમાં વર્ણદર્શનના મનોહારીત્વ ઉપરાંત ધ્વનિ-વ્યંજનના અદૃશ્ય દૈવી સુગન્ધ મધમધતા હોય. હવાઇઓના જેવી ધ્વનિની એવી રસહવાઇઓ આ નાટકના રસગગનમાં ઠામ ઠામ ફૂટે છે. ગુજરાતને આંબાવાડિયે આંબાવાડિયે સંચારતાં ડગલે ડગલે કોયલબોલ ઝીલાય છે એમ કાલિદાસની યે રસકુંજે-કુંજે એ ધટા-છૂપા રસસિત્કાર સ્ફુરે છે.

શબ્દોની યથાર્થતા, શબ્દોના Full import-સકલ અર્થ-સૌરભનો સદુપયોગ, હીરાના ઝળકાટ સમી શબ્દતેજસ્વિતા, કલા-વિધાનની રિદ્ધિસમૃદ્ધિની એ ખૂબીઓ મહાકવિને લેખે તો ગૌણ જ ગણાય. શકુન્ત=પંખી, ને શકુન્તલા=પંખીઓની લાડિલીઃ કુંડઆ-ચ્છાદતા લતામંડપ સમો એ શબ્દફરતો ઉડતો વાતાવરણઃ એ યે ન્હાનેરી કલા છે. 'જાતે !-લાડકી !' જેવા લાડસ્હોયા શબ્દપ્રયોગોની સુકુમારતા યે મહાકવિને સુયોગ્ય કંઈ મહાગુણ તો નથી. ઝાડવાંને શકુન્તલા પાણી પાતી થાકી'તીઃ એ ઝાડવાં એટલે શું ? એ થાક શેનો ? અપ્સરાઓનું આવાગમન, મહેન્દ્રનું આમન્ત્રણ, દેવસૃષ્ટિનો વિરલ પ્રસંગોએ અદ્ભુતઅર્થી સદુપયોગઃ એ કાલિદાસ જેવાને માટે વિરલ કલા ન લેખાય. કલા એટલે Method of Presentation & Unfolding-વાર્તાનો, ઉરભાવનો, રસસૌન્દર્યનો ક્રમશઃ વિકાસ ને ઉદ્ઘાટનઃ એ અર્થમાં યે કલાપરીક્ષા પારખતાં શકુન્તલા અધૂરૂં નહી ઉતરે. પ્રથમદર્શનનો રસપ્રસંગ, લતામંડપમાંનો એકાન્તયોગ, વિરહવતિયાંઓનું સંયોગવિધાનઃ એ રસપાયરીનાં પગથિયે પગથિયે ચ્હડતાં કવિજડયાં રત્નચિતરામણના સૌન્દર્યઅર્થ ઉકેલતા જજો; કલિદાસની પરમ ઉદ્ઘાટનકલા ત્ય્હાં પ્રત્યક્ષ થશે.

સારા યે નાટકના ગર્ભદ્વાર સમો પરમ કલાપ્રસંગ મ્હને તો એક ભાસે છે; વલ્કલધારિણીની વલ્કલની ગાંઠો ઢીલી થઈ તે. એ રસ-પ્રસંગમાં આખા યે આ નાટકનો અર્થસંદર્ભ છે. એ વલ્કલ ઢીલું થયું તે ઢીલું જ રહ્યું. વલ્કલધારિણી શકુન્તલાનું વલ્કલ ઢીલું થયું એનું જ આ નાટક છે. એટલી ઢીલપનાં યે પાંચ–છ વર્ષનાં તપોવન-વાસનાં પ્રાયશ્ચિત્ત તપવાં પડયાં. તપોવનમાં પુત્રરત્ન સાંપડયો; પ્રાયશ્ચિત્ત પૂરાં થયે તપસ્વિની શકુન્તલા હસ્તિનાપુરની પટરાણી થઇ; ને પછી રાજર્ષિ ભરતે દિગ્‌વિજય કરી, ચક્રવર્તીત્વ સ્થાપી, આર્યાવર્તને ભરત-ખંડ કીધો.

મહાકવિઓની કવિતાનો પરમ ગુણ તો પ્રસાદ જ હોય. A Thing of Beauty is a Joy for Ever એ કવિઉક્તિની મહાકવિઓની કવિતા સદા સાક્ષી જ પૂરે. પ્રસાદ એટલે સકલ રસ-સામગ્રીમાંથી પરિણમતો રસાનન્દ. સૌન્દર્યમૂર્તિ સદા આહ્લાદ જ જન્માવે. એ આહ્લાદ રાજસ્ હોય કે સાત્ત્વિક હોય તદનુસાર એ સૌન્દર્યમૂર્તિનાં યે રાજસ કે સાત્ત્વિક તેજજ્યોતિ પરખાય. વાદળી સંજીવન વર્ષે છે; કાલિદાસની રસકલા યે અમૃત વરસે છે. સાક્ષાત્ મૂર્તિમન્ત સત્ક્રિયા શી શકુન્તલાની પુણ્યપ્રભા સાત્ત્વિક જ છે.

**જગત્‌નાટકોમાં શકુન્તલા**

આવી છે મહાકવિની રસપુત્રી શકુન્તલા, ને આવી છે એને સંજીવન છાંટતી રસની અમૃતઅંજલિ. શૉ કે ઇબ્સન પાસેથી શકુન્તલાની આશા વૃથા છે. ગ્રીસની ભાગ્યનિર્માણની બન્ધન-જકડી ભીષણ Classicismમાં શકુન્તલાનું Romance શોધવું સુલભ નથી. Curse of the Ring નહીં, પણ વેગનરના પાર્સિફાલ ને શેક્સપિયરના રોમિયો–જ્યુલિયેટનો રસસંગમ જો કો સમર્થ કલાકાર જગતને દે તો બીજું શકુન્તલા રચાય. જગત્‌સાહિત્યના રસમીમાંસકો ભલે ભારતની કાવ્ય-કલાને શકુન્તલાથી પારખે. કાવ્યકલાની ભારતીય ભારતીની પરમ રેખાઓ શકુન્તલા ને મેઘદૂત દોરે છે.

ત્હારે આ નાટકનો રસસન્દેશ શો છે ? શકુન્તલાનો રસસન્દેશ છે રસકુંજ ને તપોવન. કાલિદાસનાં કલાસૌન્દર્યમુગ્ધ કેટલાક રસિકો શકુન્તલા નાટકમાંની રસકુંજો નિહાળે છે, તપોવન વિસારે છે. એ ખરૂં છે કે સંસ્કૃત સાહિત્યમાં રસમૂર્તિ શકુન્તલાની સહિયર શોધી જડવી સુલભ નથી. અને એ રસરાણીને કાલિદાસે તો ભાખી છે મૂર્તિમન્ત સત્ક્રિયા. ભારત ભાખે છે કે શકુન્તલા એટલે વસન્તનું ફૂલ; પણ વસન્તની ભૂલનું ફૂલ. દુષ્યન્તશકુન્તલાની વાર્તાવસ્તુમાં યે 'મત્સરઉતરી' 'બગ્નમર્દી' વિ. છૂટાંછવાયાં મહાકવિએ વદેલાં વચનો શું નથી ઉચ્ચરતાં કે બધું યે યથાયોગ્ય ન હતું ? મનુષ્યકોટિના ભૂલદોષ વિધિપદમાં મૂકવા મહાકવિએ નિજ સકલ કલાસામર્થ્ય વાપર્યું છે. ત્હો યે આર્ય કવિનું આર્ય હૃદય, ઉંડું ઉંડું ડંખતું ઉચ્ચારાવે છે કે દુષ્યન્તરાજે અનાર્યપણું તો કીધું. એમ વાર્તામાં જ મહાકવિએ તપોવનની આવશ્યકતા સિદ્ધ કરી. આર્યસંસારની ભાવનામાં જ તપોવનને સનાતન સ્થાન છે. રાજમહેલવાસીઓ સંસારઅન્તે તરુમૂળિયાંનાં ધીંગાં ધામ વસાવે એ તો દુષ્યન્તરાજ પણ ચક્રવર્તી પૌરવકુલનું મહાવ્રત ભાખે છે. વ્યક્તિઓનાં ને પ્રજાઓનાં ભૂલોનાં પ્રાયશ્ચિત્ત પૂરાં થવાં જ જોઇએ. સંસાર એટલે કેવળ રસકુંજ નહીં. સનાતન આર્યત્વનો સંસારસન્દેશ તેમ જ રસર્ષિ કાલિદાસનો રસસન્દેશ અભિન્ન જ છે. સુવર્ણ એટલે ભઠ્ઠી અને સૌન્દર્ય; સંસાર એટલે તપોવન તથા રસકુંજ.

નાટકનો રસ-સન્દેશ

---

# અનુક્રમણિકા

# પ્રસ્તાવ

૧. બ્રહ્મે જે સર્જ્યું પ્હેલ્લું,
        વિધિવત હવિનો વહ્નિ જે, જેહ હોતા,
    રાત્રીદીના વિધાતા,
        શ્રવણગુણરૂપે જે રહે વિશ્વ વ્યાપી,
    જેને કહે બીજ સૌનું
        પ્રકૃતિ કરી જ, જે પ્રાણીમાં પ્રાણ અર્પેઃ
    એવાં પ્રત્યક્ષ આઠે
        સ્વરૂપધર સદા રક્ષજો ઈશ ત્હમને.

( નાન્દી થઈ રહે )

સૂત્રધારઃ ( નેપથ્ય ભણી વળી, નિહાળીને ) આર્યે! નેપથ્યવિધાનથી પરવાર્યાં હો તો જરા આમ આવજો.

નટીઃ ( પ્રવેશીને ) આર્યપુત્ર ! આ આવી.

સૂત્રધારઃ આર્યે ! બહુધા મર્મજ્ઞોનો મળેલો છે આ સમારંભ. તો ખરે ! કાલિદાસગૂંથ્યા વસ્તુનું 'શકુન્તલાનું સંભારણું' એ નામનું નવીન નાટક લેઇને આપણે સમક્ષ ઉભવા યોગ્ય જ છે. માટે પ્રત્યેક પાત્રને કાજે શ્રમ લેશો.

નટીઃ આર્યે સુન્દર પ્રયોગ ગોઠવ્યે કાંઇ યે ઉણું નહિ ઉતરે.

સૂત્રધારઃ આર્યે ! ખરેખર કહું છું ત્હમને કે

૨. વિદ્વજ્જન સન્તોખ્યા વિણ નવ માનું સફળ પ્રયોગકલા;
    અતિશિક્ષિત જનનાં યે ન હોય આતમશ્રદ્ધાળાં હૈયાં.

નટીઃ આર્ય ! એમ જ છે એ. તો—ઓ હવે કરવાનું આર્ય ફરમાવશે ?

અં. ૧, પા. ૨૨

**સૂત્રધારઃ** બીજું શું હોય આ સભાના શ્રવણરંજન શિવાય? આ, જરા હમણાં જ બેઠેલી, માણવા સમોવડી, ગ્રીષ્મ ઋતુ વિશે કંઇક ગાવ. હમણાં હમણાં તો

૩. ગમતાં જલ ઝીલવાં, ને પાટલસ્પર્શે સુગન્ધી વનવાયુ;
છાંયડી નીંઝણ ઢાળે; રમણીય નમતા પ્રહરાળા દિન આ.

**નટીઃ** એમ જ. ( કહી ગાય છે. )

૪. જરી જરી ભ્રમરે ચુંબ્યાં, કુમળાં કેસરકિરણો લટકન્તાં,
સરવર ફૂલડાં પ્હેરે કાને તો હૃદયાળી પ્રમદાઓ.

**સૂત્રધારઃ** આર્યે! રૂડું ગાયું. અહો! રાગબાંધી ચિત્તવૃત્તિથી ચીતર્યો સમો જ છે ફરતો સકલ રંગમંડપ. ત્ય્હારે હવે કેવુંક પ્રકરણ લેઇને એમને આરાધિયે?

**નટીઃ** કાં વળી આર્યમિશ્રે તો પ્રથમથી જ ફરમાવ્યું છે ને કે 'શકુન્તલાનું સંભારણું' નામ અપૂર્વ નાટકપ્રયોગ ભજવવાનો છે આજ?

**સૂત્રધારઃ** આર્યે! ઠીક સંભારાવ્યું મ્હને. આ ક્ષણે તો વિસર્યો 'તો જ ખરે! હું તો એ. કાં કે

૫. તણાયો સહસા ત્હારા મનોહર ગીતરાગથી;
ધાવન્તા મૃગના વેગે જેમ દુષ્યન્તરાજ આ.

( કહી બન્ને ય જાય છે. )



# અંક પહેલો

( પછી પ્રવેશે છે રથમાં મૃગ પૂંઠે પડેલા, હાથમાં બાણચાપવન્તા રાજા દુષ્યન્ત, તથા સારથી. )

**સારથીઃ** ( રાજવીને ને મૃગને અવલોકીને ) આયુષ્યમાન્ !

૬. કાળિયારે નાંખું દૃષ્ટિ, ને ધનુષ્સજ્જ આપ શું,
મૃગ પૂંઠે પડયા જાણે પેખું સાક્ષાત્ પિનાકીને.

**રાજાઃ** સારથી ! આઘે આવી ચ્હડયા કાળિયારઆકર્ષ્યો આપણે તો. અને આ વળી અત્મ્હારે પણ

૭. ડોકી વાળ્યે રૂપાળો,
કદિ કદિ નજરો નાંખતો રથ ધપન્તે,
ઝાઝેરી પ્રોઇ જાણે
શરપતનભયે પીઠ તો પૂર્વકાયે;
થાકે ફાટયાં મુખેથી
પડયું અધચરવ્યું દર્ભ વેરી જ માર્ગે,
જો ! જો ! ઉછળી છલંગે
બહુ કરી નભમાં—કાંક પૃથ્વી પળે તે.

( વિસ્મયથી ) અને આમ કેમ !—મ્હારા પાછળ ધપવા છતાં યે શ્રમઝંખતો થઇ ગયો તે ?

**સા :** આયુષ્યમાન ! પાડે એવી ધરતી; એટલે મુજ રેન ખેંચ્યે રથનો જરા મન્દ પડયો'તો વેગઃ તેથી મૃગલો આ ઝાઝેરૂં છેટું વળોટી ગયો. હવે આ સરખી ભોમ આવ્યે આપને દુર્લભ નહી થાય એ.

**રા :** તો પછી લગામો છોડી દો.

**સા :** જેવી આયુષ્યમાનની આજ્ઞા. ( રથનો વેગ નિહાળીને ) આયુષ્યમાન ! પેખો, પેખોઃ

૮. મૂકયે લગામ છૂટી પૂર્ણ પ્રસારી કાયા,
કલગી અડોલ, ધરી નિશ્ચલ કાન ઉંચા,
પોતે ઉડાડી રજનો ઝીલતા ન સ્પર્શે,
અશ્વો ધપે મૃગગતિ ન સહન્ત શા આ.

**રા :** સાચું–હરિને ને હરિતને યે હરાવે એવા ધાય છે ઘોડીલા. તેથી જ

૯. ઝીણું ઝાંખું, ત્ય્હાં તો વડું બની જતું તેહ સહસા,
વિચ્છેદ્યું પેખું તે થઇ જતું જ સન્ધાયલ સમું;
સ્વભાવે વાંકું યે દીસતું કંઇ સીધા સમ સહુઃ
ન મ્હારે–રથવેગે–ક્ષણુ ય કંઇ આઘે, નવ કને.

સારથી ! પેખજે એને પડેલો જ.

( કહી બાણ સાંધે છે. )

( નેપથ્યમાં )

અહો !–અહો રાજવી ! એ તો આશ્રમમૃગ છે : ન હણાય, ન હણાય.

**સા :** (શબ્દ કાને પડયે નિહાળીને) આયુષ્યમાન ! આ તો આપની ને શરવીંધ્યો પડત તે કાળિયારની વચ્ચે તપસ્વીઓ આવી ઉભા છે.

**રા :** ( ચમકીને ) તો પછી ખેંચી રાખો ઘોડીલાને.

**સા :** આજ્ઞા. ( કહી રથને થંભાવે છે. )

( પછી પ્રવેશે છે બે તપસ્વીઓ સંગાથે ત્રીજો વૈખાનસ. )

**વૈખાનસ :** ( હાથ ઉંચો કરીને ) રાજવી ! આશ્રમમૃગ છે એ: ન હણાય, ન હણાય.

૧૦. નહિ જ—નહિ જ, રાજન્ ! છોડવું બાણ છાજે,
મૃદુલ મૃગશરીરે, અગ્નિ શું પુષ્પપુંજે;
જીવન જ મૃગલાંનાં ક્‌હાં ખરે ! લોલ એ ? ને
નૃપ ! તમવરસ્યાં આ વજ્રતીખાં શરો ક્‌હાં ?
૧૧. માટે આ ભલું સાધેલું ઉતારો બાણ; આપનાં
પીડયાંને રક્ષવા શસ્ત્રો, ન નિરપરાધી મારવા.

રા : આ પાછું વાળું છું ભાથે. ( કહી બોલ્યા પ્રમાણે કરે છે. )

વૈ : એવું જ સોહે પુરુવંશના કુલદીપક આપને તો.

૧૨. જન્મ જેનો પુરુવંશે, શોભે છે આપને જ એ;
પુત્રે એવો ગુણવન્તો ચક્રવર્તી જ પામજો !

બીજાઓ : ( હાથ ઉંચા કરીને )સર્વથા ચક્રવર્તી પુત્રને પામજો !

રા : ( પ્રણામ સાથે ) અંગીકાર કરૂં છું બ્રહ્મવેણને.

વૈ : રાજવી ! સમિધ વીણી આણવાને નીકળ્યા છીએ અમે. ઓ પેલો—પ્હણે—માલિનીતીર કને દેખાય છે તે કુલપતિ કણ્વનો આશ્રમ છે. ને જો અન્ય કાર્ય અવરોધતાં ન હોય તો પધારિયે ને સ્વીકારિયે ત્ય્હાંના અતિથિસત્કારને. અને વળી

૧૩. નિરખી તપોધનોનાં વિઘ્નનિવાર્યાં ધર્મકર્મ રમ્ય,
'પણછઅંક સોહન્તા મુજ ભુજ રક્ષે કેટલું ?' એ ન્ય્હાળો.

રા : ને શું અહિયાં જ વિરાજે છે કુલપતિ યે ?

વૈખાનસઃ અત્ય્હારે તો દુહિતા શકુન્તલાને અતિથિસત્કાર કાજે નીમીને એના પ્રતિકૂળ દૈવને સન્તોખવાને તે સોમતીર્થે સંચર્યા છે.

રા : ભલે. તો ત્હેમનાં દર્શન લઉં. ને એ ખરે ! ભક્તિ મુજ જાણી મહર્ષિજીને જણાવશે.

વખાનસઃ તો અમે જરા જઇ આવિયે.

(કહી શિષ્યો સાથે સિધાવે છે.)

રા : સારથી ! ઘોડા ચલાવ. પુણ્યાશ્રમનાં દર્શને આત્માને જરા પાવન કરીએ.

સારથીઃ જેવી આજ્ઞા આયુષ્યમાનની. (કહી વળી રથવેગ નિરૂપે છે.)

રા : (ચોમેર અવલોકીને) સૂત ! વણકથ્યે યે જણાય જ છે કે આ આશ્રમસીમ તપોવનની છે.

સારથીઃ શાથી જાણ્યું મહારાજે ?

રા : કેમ ? નથી જોતો તું ? અહિંયાં જ

૧૪. શુક બેઠેલ બખોલમાંથી પડિયો સામો જ વૃક્ષો નીચે,
ચળકે છે ક્યંહિ પત્થરો ય ચીકણા ઇંગોળિયાંફોડિયા;
ને રથઘોષ સહે, ગતિ ન બદલે વિશ્વાસપામ્યાં મૃગો;
દોર્યાં વલ્કલકોરથી ટપકતાં ટીંપે પથો કુંડના.

અને વળી

૧૫. ધૂવે જળથી અનિલછલકયા ઘોરિયા વૃક્ષમૂળ,
પલટયા રંગો કુંપળદ્યુતિના ઉઠતા હોમધૂમે;
ને આ આગે વનભૂમિ મંહી દર્ભ ફુટ્ટાં ઉગે, ત્ય્હાં
ભીતિવામ્યા કંઇ હરણકાં મ્હાલતાં મન્દ મન્દ.

સા : સર્વે એમ જ છે એ.

રા : (કંઈક આગળ ગયે) તપોવનવાસીઓને લેશે રંજાડ ન થાય માટે રથને થંભાવ, એટલે ઉતરૂં હું.

સા : રેન ખેંચી ઝાલી છે. ઉતરિયે, આયુષ્યમાન !

રા : (ઉતરીને) સૂત ! વિનીત વેશે જ પ્રવેશવાનું હોય તપોવન માત્રમાં. તો આ જરા રાખ. (કહી સારથીને શણગાર ને

ધનુષ્ય ઉતારી આપે છે.) સૂત ! આશ્રમવાસીનાં દર્શનેથી હું પાછો ફરૂં ત્ય્હાં ઘોડીલાને ધમારી રાખજે.

સા : જેવી આજ્ઞા. ( કહી જાય છે. )

શ઼ા : ( ફરીને ને અવલોકીને ) આ જ આશ્રમદ્વાર. જરા પ્રવેશું મંહી.

( પ્રવેશીને, શુકન ફરકયે )

૧૬. શાન્ત જ આશ્રમસ્થળ આ;ફરકે બાહુ; અંહી શું ફળ એનું ?
અથવા, ભવિતવ્યોને દ્વાર ઉઘાડાં શું હોય છે સઘળે ?

( નેપથ્યમાં ) આમ, સખીઓ ! આમ.

શ઼ા : ( કાન દઇને ) અહો ! દક્ષિણે વૃક્ષકુંજમાં કલરવ જાણે સંભળાય છે.જરા આમ જાઉં. ( ચાલીને ને અવલોકીને )ઓહો ! આ તો તપસ્વી કન્યાઓ નિજનિજ સમોવડા સીંચણઘડા લેઇને છોડને પાણી પાતી આ ભણી જ આવે છે. ( નિપુણતાથી નિરખીને ) અહો ! શાં મધુરાં છે એમનાં દર્શન !

૧૭. રણુવાસે પણ દુર્લભ એવું રૂપ આ તપસ્વીકન્યાનું;
અહો ! ઝંખવે ગુણથી વાડીવેલને ખરે ! શું વનવેલી !

જરા આ છાયાઆશરે વાટ જોઉં. ( કહી વિલોકતો ઉભે છે. )

( પછી પ્રવેશે છે પૂર્વભાખી પ્રવૃત્તિમાં પ્રોવાયેલી સખીઓ સંગાથે શકુન્તલા.)

શકુન્તલા : આમ, સખીઓ ! આમ.

અનસૂયા : અલી શકુન્તલા ! ત્હારાથી યે તાત કાશ્યપને આશ્રમછોડ વધારે વ્હાલા લાગે છે. ને તેથી જ શું નવમલ્લિકાના ફૂલકોમળી યે તું–ત્હેને ત્હેમના કયારા પૂરવા નિયોજી ગયા છે ને ?

શ઼ા : ન માત્ર તાતને નિયોજવે જ. મ્હને યે તેઓ શું સહોદર શો સ્નેહ છે. ( કહી છોડસીંચન નિરૂપે છે. )

શા : શું આ જ એ કણ્વદુહિતા ? અધન્યદષ્ટા જ છે. ખરે ! મહારાજ કાશ્યપ મુનિ, જે આને આશ્રમધર્મમાં નિયોજે છે.

૧૮. સાચે જ આ દેહ સ્વભાવસુન્દર,
ત્હેને કરે કોઇ સધાવવા તપ,
મિથ્યાઃ નીલા પદ્મની પત્રધારથી
શમીલતા તે ઋષિ છેદવા મથે.

વારૂ–આમ જ વૃક્ષોમાં અન્તર્ધાન રહીને જરા શ્રદ્ધાથી એને નિહાળું. ( કહી તેમ કરે છે. )

શા : સખિ અનસૂયા ! પ્રિયંવદાએ અતિ સખ્તબાંધ્યા આ વલ્કલથી જકડાઇ ગઇ છું હું. જરા ઢીલું કર જો એને.

અ : ભલે. ( કહી ઢીલું કરે છે. )

પ્રિયંવદા : ( હસીને ) એમાં તો પયોધરવિસ્તરતા નિજના જોબનને ઠપકો દે. મ્હને શાને દે છે જે ?

રા : ખરે ! અણુછાજતું જ છે એની વયને એ વલ્કલ. ખરૂં છેઃ

૧૯. ઝીણુકી ઝીણુકી ગાંઠે ઓઢિયું સ્કન્ધદેશે,
સ્તનયુગલ વિશાળાં ઢાંકતું, વલ્કલે આ
ખીલવતું નથી કાન્તિ એહ નવજોબનાની;
ફૂલ જયમ સપડાયું પીળુડાં પાન મધ્યે.

પણ સૌન્દર્યલક્ષ્મીને પોષે છે એ. કારણ કે

૨૦. સરઝૂલતું જ પદ્મ રમ્ય શેવાળવીંટયું,
મલિન સમું શશાંકે ચન્દ્રશોભા વધારે;
ત્યમ વધુ મનહરણી તન્વી આ વલ્કલે યે;
શું ય નવ શણગારે માધુરી મૂર્તિઓને ?

શા : ( આગે અવલોકીને ) આ વાયુડોલન્તી પલ્લવઅંગુલીએ

ઉતાવળ કરાવે છે મ્હને બકુલ છોડવો. જરા એને ચે સત્કારી લઉં. ( કહી ચાલે છે. )

પ્રિયંવદાઃ અલી શકુન્તલા ! ત્યંહી જ જરા ઘડીક ઉભી રહે જો; એટલે ત્હારા કને ગયે લતાજોડલી પામ્યા શો આ બકુલ છોડ સોહાય.

શા : આથી જ ખરે ! પ્રિયંવદા છો તું.

શા : ગમતું, પણ છે ત્હેવું જ કહ્યું શકુન્તલાને પ્રિયંવદાએ. એને તો ખરે !

૨૧. અધર કુંપળરંગીલો, કુમળી ડુંખ શી ઝૂલતી કરવેલો;
ફૂલડાં સમ લોભવતું યૌવન એને અંગ અંગ ભરિયું.

અ : અલી શકુન્તલા ! આ નવમલ્લિકાઃ આંબાની–મનશોધ્યા વરની વધૂઃ ત્હેં નામ પાડયું છે વનચન્દની તે. એને વીસરી છો તું.

શા : તો તો પોતાનેય હું વીસરૂં. ( વેલી કને જઈ અવલોકીને ) અલી ! ખરે ! મનોહર કાળે જ ભેટો થયો ભાસે છે વેલી-વૃક્ષનાં આ જોડલાંનોઃ નવપુષ્પરજે જોબનફૂલી વનચન્દની ને ઘેરી પલ્લવઘટાળા માણુવા શા આ આંબાનો.

[ કહી નિહાળન્તી ઉભે છે. ]

પ્રિ : અનસૂયા ! તું કંઈ સ્હમજે છે કે શકુન્તલા કેમ વનચન્દનીને ધારી ધારીને આવડી નિરખે છે ?

અ : નથી ખરે ! કળાતું કાંઇ. કહે.

પ્રિ : એ તો ‘ વનચન્દની જેમ અનુરૂપ વૃક્ષને વરી, કંઈ હું યે એમ મ્હારે અનુરૂપ વરને પામું ’ એમ ધારીને.

શાઃ એ જ છે ખરે ! ત્હારો આતમવાસી મનોરથ.

[ કહીને કળશ ઢોળે છે. ]

શા : –ને રખે ! કુલપતિની આ પરવર્ણી બાઇજન્મી તો નહિ હોયને ? અથવા એ સન્દેહ શા ?

૨૨. મુજ આર્ય ઉર ધારતું કોડ એહના,
તો છે ખરે ! ક્ષત્રિયયોગ્ય બાળ તે;
શંકા પડે સજ્જનને કશા–ય–માં,
પ્રમાણ તો અન્તરભાવ એહનો.

ત્હો યે તત્ત્વતઃ એને ન્હાળી લઈશ.

શ : [ચમકીને] ઓહ્‌હો ! જલસીંચને બ્હાવરો બનેલો નવમલ્લિકાને તરછોડીને મ્હારે મુખડે ભમે છે આ ભમરો.

[કહી ભમરાને નિરોધવાનું નિરૂપે છે.]

રા : (કોડથી)

૨૩. કટાક્ષે નાચન્તી વળી વળી અડે લોલ દગ તું;
રહસ્યો કુહેતો શો મધુર ગગણે કર્ણ જઇને;
કરો વીંઝે ત્હો યે અધરઅમીનો સાર તું પીએ;
તું જીત્યો–હું હાર્યો ભ્રમર ! રસના તત્ત્વમથને.

શ : આ દુષ્ટ તો નથી જંપતો. બીજે જઇશ હું. (એક ડગલું ભરી ને કટાક્ષ ફેંકીને) કેમ ? અંહિયાં યે આવ છ તું ? અલીઓ ! રક્ષો મ્હને–આ નઠોર ભમરથી હારેલીને.

બન્ને સખીઓ : (હસતી હસતી) અમે કોણ ત્હારાં રક્ષણહારાં ! દુષ્યન્તરાજને ન્હોતર. તપોવનો માત્ર છે રાજરક્ષાને જ યોગ્ય.

રા : આ અવસર છે જાહેર થવાનો. મા બ્હીશો–મા બ્હીશો (એમ અર્ધુંક બોલી, સ્વગત) તો તો રાજભાવ છતો થશે. વારૂ–જરા આમ કહીશ ત્હારે.

શ઼ા : (એક ડગલું ભરી હલીને, દૃષ્ટિબાણ ફેંકતી) કેમ—અંહિયાં યે મ્હારી પાછળ ભમે છે ને !

રા : (સત્વર સમીપે સંચરીને)

૨૪. પૌરવ પાળે પૃથ્વી, દુર્જનને દે દંડ સદા, ત્ય્હાં યે
મુગ્ધ તપસ્વીકન્યા પ્રતિ આ અવિનયને કો આચરતો ?

(સર્વે રાજાને દેખીને કંઈક જાણે ચમકે છે.)

અ : આર્ય ! ન્હોતું ખરે ! કાંઇ યે એવડું મહાઅશુભ. આ તો અમારી પ્રિય સખી ભ્રમરપજવી ગાભરી થઇ'તી.

(કહી શકુન્તલાને દાખવે છે.)

રા : (શકુન્તલા ભણી મુખ માંડીને) કંઇ તપ તો વાધે છે ને ?

(શકુન્તલા મનક્ષોભમૂંઝઈ અબોલ ઉભે છે.)

અ : અત્ય્હારે અતિથિવર સાંપડયો છે. અલી શકુન્તલા ! પર્ણશાળાએ જા, ને ફલમિશ્ર અર્ઘ આણ. આ પાદોદક થશે.

રા : આપનાં મનોપ્રિય વેણે જ થઇ ગયું છે મ્હારૂં અતિથ્ય.

પ્રિ : તો પછી આ ગાઢ છાયાશીતળા સપ્તપર્ણને ઓટલે ઘડીક વિરાજીને વિનોદવાતોએ થાક ઉતારિયે આર્ય.

રા : ખરે ! ત્હમે ય તે આ કામથી થાકી ગયાં હશો જ.

અઃ અલી શકુન્તલા ! ઉચિત જ છે આપણે અતિથિની કને બેસવું તે. અંહિયાં બેસિયે. (કહી સહુ બેસે છે.)

શ઼ા : (આત્મગત) કેમ વારૂ જાણે આમને પેખીને તપોવન-વિરોધી વિકાર સંચરે છે ઘેરતા ?

રા : (સહુને વિલોકીને) અહો ! સમવયરૂપથી સલૂણું છે આપનું સહીપણું.

પ્રિ : (જનાન્તિકે) અનસૂયા ! આ ચતુર, ગમ્ભીર મૂર્તિના,

મીઠડું ને વ્હાલું ઉચ્ચરતા, સમભાવશાળી શા, કોણ લાગે છે વારૂ ?

અ: સખિ ! મ્હને ય તે કુતૂહલ થાય છે. પૂછી જોઉં એમને જ જરા. ( પ્રકાશ ) આર્યના મધુર બોલડે જન્મેલો વિશ્વાસ મ્હને બોલાવે છે. આર્યથી કિયો રાજર્ષિવંશ સોહાય છે ? કોણ–કોણ છે વિરહવિહ્વળાં જનો ? કિયો છે દેશ ? શા કારણે આટલે આવવાનો પરિશ્રમ લઈ, તપોવને અતિ સુકોમળાં પોતે પગલાં કીધાં છે ?

શા : ( આત્મગત ) હૈયા ! ઉતાવળું થા મા. જે તું ચિન્તવ છ તે અનસૂયા બોલે છે.

રા : ( આત્મગત ) કઇ વિધે હવે કહુ હું ? કે શી રીતે નિજને છૂપાવું ? વારૂ, આમ જરા એમને કહું. ( પ્રકાશ ) સુબુદ્ધિનીઓ ! પૌરવરાજે ધર્માધિકારે નિયોજેલો હું નિર્વિઘ્ને ધર્મક્રિયાઓ થતી નિહાળવા આવ્યો છું આ ધર્મારણ્યે.

અ : સનાથ જ છે અત્યહારે તો ધર્મચારીઓ.

( શકુન્તલા શૃંગારલજ્જા નિરૂપે છે. )

સખીઓ : ( બન્નેનાં આચરણ નાણીને, જનાન્તિકે ) અલી શકુન્તલા ! જો અત્યહારે તાત હાજર હોત તો ?–

શા : તો શું વળી ?

સખીઓ : તો આ જીવિતસર્વસ્વથી યે અતિથિવરને કૃતાર્થ કરત.

શા : જાવ રે ! ગમે તે હૈયામાં ધારી બોલો છો. ત્હમારૂં બોલ્યું નહીં સાંભળું વળી.

રા : મ્હારે ય જરા આપની સખી વિશે કંઇક પૂછવાનું છે.

સખીઓ : આર્ય કૃપારૂપ જ જાણે એ વિનતિને તો.

રા : ભગવાન કાશ્યપે અખંડ બ્રહ્મચર્ય પાળ્યું છે એ તો જગજાહેર છે. તો આપની સખી એ એમની આત્મજાઃ એમ તે શી રીતે એ?

અ : સાંભળિયે, આર્ય! છે કોઇ યે કૌશિક એવા ગોત્ર-નામધારી મહાપ્રતાપી રાજર્ષિ?

રા : છે—સાંભળ્યું છે.

અ : ત્હેમનાથી અમારી પ્રિય સખી જન્મ પામી છે. ત્યજાયે દેહઉછેરાદિથી તાત કાશ્યપ એના પિતા.

રા : 'ત્યજાયે' શબ્દથી કુતૂહલ જન્મે છે. મૂળથી માંડી સાંભળવા ઈચ્છું છું હું.

અ : સુણિયે, આર્ય! પૂર્વે ગોમતીતીરે ખરે! તે રાજર્ષિ ઉગ્ર તપ તપતા હતા. ત્ય્હારે કોઇક શંકાજન્મ્યા દેવે મેનકા નામની અપ્સરાને પ્રેરીને પાઠવી.

રા : છે તો ખરૂં દેવોને યે એટલું અન્યની સમાધિનું ભીરૂત્વ.

અ : પછી ઉદાર વસન્તસમયે ત્હેનું વિહ્વળકરન્તુ રૂપ પેખીને— ( એમ અડધુંક બોલી લજ્જાથી થંભે છે. )

રા : પછીનું તો સ્હમજાય છે. સર્વથા અપ્સરાથી જ સંભવે આ રૂપ.

અ : નહિ તો શું ત્ય્હારે?

રા : એમ જ હશે. નહીં તો તો

૨૫. શી રીતે માનુષી ઓથી આવડું રૂપ સંભવે?
આવી ઝળહળતી વીજ ના પ્રગટે પૃથ્વિપાટથી.

( શકુન્તલા મુખ ઢાળી રહે છે, )

રા : ( આત્મગત ) અવકાશ મળે છે મ્હારા મનોરથોને. પરન્તુ સખીએ પરિહાસમાં ઉચ્ચારેલા વરના એના કોડ સુણીને આશંકા પડયે વળી ભીરૂ બને છે મ્હારૂં હૈયું.

પ્રિ : ( સ્મિત કરી શકુન્તલાને વિલોકીને પછી રાજવી ભણી વળીને ) વળી કાંઇ બોલવા જતા જેવા દીસો છો આર્ય.

( શકુન્તલા સખીને અંગુલીથી તરછોડે છે. )

રા : આપે ઠીક પારખ્યું. સત્‌ચરિત સુણવાને લોભે મ્હારે બીજું યે છે પૂછવા શું.

પ્રિ : સુખેથી પૂછો. અપ્રતિબન્ધે પ્રશ્નો પૂછાય તપસ્વી જનને તો.

રા : તો આટલું જાણવા ઇચ્છું છું તમ સખી વિશે.

૨૬. ત્હેણે ધર્યું મદનકેલિ ય રોધનારૂં
આ તાપસીવ્રત, શું લગ્ન સૂધીનું છે તે ?
કે, સાવ નિજ સમી આંખડીઓથી વ્હાલી,
રહેશે જ શું મૃગલીઓ મંહી એ મૃગાક્ષી ?

પ્રિ : આર્ય ! ધર્માચરણમાં યે પરવશ છે આ જન. પણ ગુરુજીનો એને સમોવડ વરને આપવાનો સંકલ્પ છે.

રા : (આત્મગત) ખરે ! દુર્લભ નથી આ અભિલાષ.

૨૭. હોંશ ન હારીશ, હૈયા ! સમાધાન શંકાનું જડયું હાવાં;
ધારે અગ્નિ તું જેને, એ તો છે આ મણિ માણ્યા સરિખું.

શ : ( રોષ કરતી જાણે ) અનસૂયા ! જાઉં છું હું તો.

અ : શાને વાસ્તે ?

શ : આ અસંબદ્ધ બકનારી પ્રિયંવદાનું આર્યા ગૌતમીને જઇને નિવેદન કરૂં.

અ : સખિ ! યોગ્ય નથી અતિથિવરને અસત્કાર્યો જ છાંડી સ્વચ્છન્દે જવું તે. ( ન કાંઇ યે બોલી શકુન્તલા જવા જ માંડે છે. )

શ : ( પકડવાને ઈચ્છતો નિજને જ પકડી રાખીને, આત્મગત ) અહો ! કર્યો સમોવડી જ છે કામી જનોની મનોવૃત્તિઓ. હું ય તે

૨૮. ઋષિપુત્રીની પૂંઠે જવાનું કર્યું, ત્ય્હાં તો વિનયે વાર્યો;
સ્થાનથી ઉઠયો નથી, પણ જઇને જાણે પાછો વળી આવ્યો.

પ્રિ : ( શકુન્તલાને રોકીને ) અલી ! ન ઘટે જવું ત્હને.

શ : ( ભ્રુકુટિ ચ્હડાવીને ) શાને માટે પણ ?

પ્રિ : છોડ સીંચવે બે દેવા છે ત્હારે મ્હારા. ચાલ ત્ય્હારે. નિજને છૂટી કરી પછી જા. ( કહી બળથી એને પાછી વાળે છે. )

રા : કલ્યાણી ! ઝાડવાં પાઇને છેક જ થાકેલ લાગે છે પોતે. તેથી જ

૨૯. હાથેળી ઘટ ઉચ્ચયે સુઅરૂણી, ખંભા નમેલા કંઇ,
ધડકાવે સ્તનને ચ્હડયો અધિકડો નિશ્વાસ અદ્યાપિ યે;
ફેંધતાં કર્ણશિરીષ સ્વેદકણનાં જામ્યાં મુખે ઝમખાં,
વેણીથી વિખરેલી, એક કરથી સારેલી, અલકો ઉડે.

તો હું જ ઋણછુટ્ટી કરૂં છું. ( કહી વીંટી આપવા ધરે છે. )

( બન્ને ય નામમુદ્રાકોતર્યા અક્ષરો વાંચી પરસ્પર નિહાળે છે. )

રા : રખે મ્હને બીજો કો માનતા. રાજવીની ભેટ છે આ; એટલું જ. મ્હને રાજપુરુષ ભલે માનજો.

પ્રિ : તો તો ન ઘટે એ આંગળિયાળીને આ અંગુલીથી વિછોડવી. આર્યના વચને જ અઋણે આવી છે એ. ( કંઇક હસીને ) અલી શકુન્તલા ! છુટ્ટી કીધી ત્હને આ અનુકમ્પાળા આર્યે—અથવા મહારાજે. જા હવે.

શ : (આત્મગત) જો પોતા પર મુજ સત્તા હોય તો ને ?
(પ્રકાશ) કોણ છો તું છોડનારી કે રોકનારી ?

રા : (શકુન્તલાને વિલોકીને આત્મગત) કાં ?–હા–ખરે ! જેવો હું એનામાં, એવી જ એ ય તે મુજમાં હોય કદાચ. અથવા સ્થાન તો મળે છે મ્હારા અભિલાષને. કારણ કે

૩૦ સાંધે ન બોલ મુજ બોલની સંગ ત્હો ય
હું બોલું તો મુખડું વારી ય કાન દે તે;
સ્હામે ઉભે ન મુજ શું મુખ માંડી, સાચે,
ત્હેની ન ત્હો ય લગીરે દૃગ અન્ય ક્યહાંય.

(નેપથ્યમાં)

અહોહો ! તપસ્વી જનો ! પાસે જ રહેજો તપોવનનાં પ્રાણીની રક્ષાને કાજ. કાં કે સ્હામે ચ્હડયો છે કંઇ મૃગયા-વિહારી પૃથ્વીશ દુષ્યન્ત રાજવી.

૩૧. હયખરીથી ઉઠેલી પૃથ્વીરેણુ
નમતી જ, સાન્ધ્ય પ્રભા શી, આ પડે છે,
તીડજૂથ સમી, આશ્રમદ્રુમે, ને
તરુલટક્યાં જલઆર્દ્ર વલ્કલે યે.

અને વળી

૩૨. વૃક્ષો પાડયાં વિષમ ઝપટે, દન્તમાં ડાળ ઝૂલે,
પાયઉખેડી વલય શી વીંટી વેલનો પાશબાંધ્યો,
વિખેરન્તો હરિણજૂથ, ને વિઘ્નમૂર્તિ શું તપની !
ધર્મારણ્યે રથથી ભડક્યો આ જૂવો ! હાથી આવે.

(સર્વે કાન દઇ કાંઈક ચમકે છે.)

રા : (આત્મગત) અરે ! ધિક્ક છે. પુરજનો મ્હને શોધતા તપોવનને કંઇ રંજાડે છે. ભલે, તો ત્યહારે પાછો વળું છું હું.

સ : આર્ય ! આ આરણ્યક વૃત્તાન્તથી ગાભરાં છિએ અમે.
રજા દ્યો અમને પર્ણશાળાએ જવાની.

શ : ( સફાળો ) પધારો આપ સૌ. અને હું ય તે આશ્રમ-
પીડા જેમ ન થાય એમ પ્રયત્નશીલ થઇશ. ( સહુ ઉઠે છે. )

સ : આર્ય ! અતિથિસત્કાર વણુદીધ્યે ફરી વળી દર્શનનિ-
મિત્તે પણ લજવાઇએ છીએ આર્યને 'આવજો' વીનવતાં.

શ : મા–મા કહો એવું. દર્શને યે આપનાં સન્માનાંઉ
છું જ હું.

( શકુન્તલા રાજવીને અવલોકતી અવલોકતી, કંઈ કંઇ મિષે ખચકાતી, સખીઓ સંગાથે જાય છે. )

શ : આછેરો છે ઉત્સાહ નગર ભણી જવાનો; એટલે અનુ-
ચરોને જઈ મળીને તપોવનની પડોશમાં જ ડેરા નંખાવું.
ખરેખર ! નથી જ નિજને નિવારી શકતો હું શકુન્તલા
પ્રત્યેની વૃત્તિપ્રવૃત્તિથી. મ્હારે ય તે

૩૩ તન ચાલે આગળ, પણ પાછળ ભાગે તડફડતું હૈયું;
સ્હામે પવનને ધ્વજના લઇ જવાતા ચીની ચીર પેઠે.

( એમ સહુ જાય છે. )



# અંક બીજો

( પછી પ્રવેશે છે બળતોઝળતો વિદૂષક )

વિદૂષકઃ ( નિશ્વાસ નાંખીને ) અરે દૈવ ! આ મૃગયાવિલાસી રાજવીના વ્હાલપથી તો થાકયો છું. આ મૃગ, પેલું સુવર, ઓ મ્હેણે વાઘ; એમ મધ્યાન્હે યે ગ્રીષ્મવિરલી વૃક્ષછાયાળા વનવગડે ભટકે છે અટવીઅટવીમાં. પાનઢગલાથી ભૂખરાં કડછાં પર્વતનાળાંનાં પાણી પીવાનાં. વેળાકવેળા શૂળીભૂજ્યા માંસનો આહાર બહુધા કરવાનો. ઘોડીલા પાછળ ધાયે દુખતા સાંધાળાને રાત્રીએ યે પૂરું સૂવાનું નહિ. ત્હેમાં ય તે મ્હોટે જ મળસ્કે દાસીજાયા પંખીડાંલોભીઓના વનઘેરાના કોલાહલે જગાડી દીધો મ્હને. એટલાથી યે હમણાં હમણાં તો પીડા પતતી નથી, એટલે ‘ ગૂમડા ઉપર ફોડલી ’ જેવું થયું છે. કાલે જ અમો પાછળ પડી ગયા, ને મહારાજ મૃગ પાછળ પળતા આશ્રમભૂમિમાં પેઠા; ને–મ્હારા હતભાગ્યે–તાપસકન્યકા શકુન્તલાને દીઠી. હમણાં તો નગરે જવાનું મન કેમે ય તે નથી કરતા. આજ તો એમની એવી ને એવી જ ચિન્તનઘેરી આંખડલીમાં પ્રભાત ઉગ્યું. શી દશા ! જરા નિત્યક્રિયાઓથી પરવારે એટલે મળું. ( કહી ફરે છે ને અવલોકે છે. ) એ જ; હાથે ધનુર્ધારિણી ને વનપુષ્પની માલાઓ પ્હેરેલી યવનીઓથી ઘેરાયેલા આ ભણી જ પધારે છે પ્રિય મિત્ર. ભલા. અંગ-ભંગ કરી ખુંધા જેવો થઇ ઉભું:—જો એમે ય કંઇ વિશ્રામ મળે તો. ( કહી દાણ્ડદંડ ટેકવીને ઉભે છે. )

( પછી પ્રવેશે છે પૂર્વવર્ણવ્યા પરિવાર સંગાથે રાજવી. )

રા : ૧. ખરે ! સુલભ નથી પ્રિય એ,
ઠરે હૈયું પણ હાવભાવ નિરખી;
મદનજય ન માણ્યે યે
પરસ્પરની ઝંખના રંગ જગવે.

( સ્મિત કરીને ) વાંછિત જનની ચિત્તવૃત્તિ મનગમતી કલ્પનારા ને પ્રાર્થનારા કામીજનો આમ જ ઉપહાસને પામે છે.

૨. બીજે ન્હાળત નેનથી નીકળતાં ઘેરાં કટાક્ષો છૂટે,
ચાલે મન્દ નિતમ્બગૌરવથી તે જાણે વિલાસે જતી;
'જા મા' કહી અવરોધતી ય સખીને છણકાની દષ્ટે વીંધીઃ
હું કાજે જ શું એ ખરે ! સહુ ? અહો ! પેખે જ કામી સ્વને.

વિ : ( એમ જ ઉભો ઉભો ) અહો મિત્ર ! મારા હાથપગ લંબાવાતા નથી, તો વાણી માત્રથી 'જય જય' જપું છું.

રા : આ ગાત્ર ઝલાઇ જવાનું કય્હાંથી વળી ?

વિ : કય્હાંથી ? બરાબર ! પોતે જ આંખઆંગળી કરીને આંસુનું કારણ પૂછો છો !

રા : સાચ્ચે ! હું નથી સ્હમજતો.

વિ : અહો મિત્ર ! નેતર જે ખુંધાની લીલાના ચાળા પાડે છે તે શું પોતાને જ પ્રભાવે કે ખરે ! નદીવેગને ?

રા : નદીવેગ જ ત્હેનું તો કારણ.

વિ : મ્હારૂં યે આપ જ છો એમ.

રા : એ શી રીતે !

વિ : આમ રાજકાજ ઉશેટીને આવા જેવા શિકારગાહમાં શિકારીવૃત્તિના આપ થયા તેથી. સાચ્ચું જ કહું છું

જે રોજે ને રોજે શિકારપ્રાણી પાછળ આથડયે મ્હારા તો સાંધા જ ખખળી ગયા છે; મ્હારાં ગાત્રોનો હું સ્વામી નથી રહ્યો. તો કૃપા કરો મ્હને એક દિનની યે રજાની, કે થાક ઉતારૂં.

રા : (સ્વગત) આ યે એમ કહે છે. ને મ્હારૂં યે ચિત્ત કાશ્યપપુત્રીને સંભારી સંભારીને મૃગયાઓસર્યું થયું છે. કારણ કે

ઉ. પણછ ચ્હડાવી સજેલું, બાણસાંધ્યું,
ધનુષ નમાવી શકું ન હું મૃગે આ;
કરી સહવાસ શું તેહણે પ્રિયાને
શીખવી કળા કંઇ મુગ્ધ દૃષ્ટિઓની !

વિ : (રાજાને અબોલ નિહાળીને) મહારાજ કાંઇક હયામાં જ ગણગણે છે. હું તો અરણ્યે રોતો બેઠો.

રા : (સ્મિત કરીને) બીજું તો શું ? નથી ઉલંઘાતાં મુજથી વ્હાલપનાં વેણ; એથી વળગી રહ્યો છું.

વિ : ચિરંજીવ હો ! (કહી જવા ઇચ્છે છે.)

રા : મિત્ર ! જરા ઉભો રહે. બાકી છે મ્હારૂં બોલવું.

વિ : ફરમાવિયે, બહારાજ !

રા : ત્હારો થાક ઉતર્યે મ્હને ય તે એક આવીપડયા કામમાં સહાય કર.

વિ : શું મોદક માણવામાં ? તો તો ખરે ! આ શુભ જ સાધી છે ઘડી આપે.

રા : હમણાં કહું છું કે શેમાં. કોણ–કોણ છે ત્મ્હાં ?–અરે !

(પ્રવેશીને)

દ્વારપાળ : (પ્રણમીને) ફરમાવિયે, મહારાજ !

રા : રૈવતક ! સેનાપતિજીને જરા બોલાવ જો.

દ્વા : જેવી આજ્ઞા.

(કહી જાય છે. ને સેનાપતિ સંગાથે પાછો પ્રવેશીને)

દ્વા : પેલા રહ્યા આજ્ઞાવેણુ ઉચ્ચરવાને ઉત્કંઠી મહારાજ. આ ભણી જ દૃષ્ટિ દઇ રહ્યા છે. પાસે પધારો, આર્ય !

સે : (રાજાને અવલોકીને) દોષિત મનાતી યે મૃગયા મહારાજને તો કેવળ ગુણરૂપ જ નીવડી છે. તેથી જ દેવને તો

૪. અવરિત ધનુદોરી આકર્ષ્યે છાતી રીઢી,
રવિકિરણ સહન્તાં સ્વેદફોરે ન ફૂટે,
અવયવ સુવિશાળા પાતળા–પણ દીસેના;
ગજ ગિરિઘૂમતા શા સ્હોય સામર્થ્યસાર.

(સમીપ જઇને) મહારાજનો જય હો !–જય હો ! શિકાર પકડાયો છે અરણ્યે; તો અંહિંયાં કેમ વિરાજમાન છે દેવ ?

રા : મન્દ ઉત્સાહ કીધો છે મ્હારો મૃગયાવિરોધી માધવ્યે.

સે : (જનાન્તિકે વિદૂષકને) મિત્ર ! વિરોધમાં ડગતો મા. હું જરા મહારાજના મનોભાવને અનુસરીશ. (પ્રકાશ) બબડે જ એવા મૂર્ખો તો. ખરે ! પ્રભુને જ પેખોને.

૫. ઉતર્યે મેદ કૃશોદરે, સુહળવું સ્ફુર્તિસ્ફુરન્તું વપુ,
પ્રાણીનાં ય ભળાય વિકૃતિવર્યાં હેયાં ભરક્રોધીલાં;
ગૌરવ એહ ધનુર્ધરોનું–શરથી પાડે નિશાનો ચળ;
મિથ્યા કો મૃગયાનું યે વ્યસન કહે;
વિનોદ કો એ સમો ?

વિદૂષક : જાવ રે, ઉત્સાહપ્રેરક ! મહારાજ સ્વસ્વભાવને પામ્યા છે. આપ તો જરા વનવન ભટકતા નરનાસિકાના રસિયા ભરહા કો રીંછને મુખડે પડવાના.

રા : ભદ્ર સેનાપતિ ! આશ્રમ સમીપે છીએ આપણે, તેથી આપનાં વેણુ અભિનન્દાતાં નથી મુજથી. હમણાં તો જશ

૬. છો ન્હાયે મહિષો તળાવજળમાં શૃંગો અફાળી-ઝૂડી,
ટોળે મળી તરુછાંયડે મૃગકુલો વાગોળતાં રૂહો ભલે;
ને નિરાંત થકી વરાહપતિઓ છો મોથ કુંડે ખણો,
વિશ્રામે ધનુદોરીબન્ધઢીલું આ લ્યો ચાપ છો માહરૂં.

સે : જેવું મહારાજને ગમ્યું.

રા : તો પછી પાછા વાળી લેજો આગળ ગયેલા વનઘેરૈયાને. અને મ્હારા સૈનિકો તપોવનને કનડે નહિ ત્હેવી દુહાઈ ફેરવજો. જુવો:

૭. તપોધનો સાગર શાન્તિના છે,
રૂહે તેહમાં દાહક ગૂઢ તેજ;
અડવે શીળા એ—જયમ સૂર્યકાન્ત,
પડચે બીજું તેજ પ્રભા ભભૂકે.

સે : જેવી મહારાજની આજ્ઞા.

વિ : ભાગી પડી આપની ઉત્સાહવાર્તા તો. ( સેનાપતિ જાય છે. )

રા : ( પરિજનને અવલોકીને ) જાવ, ઉતારો ત્હમારો એ મૃગયાવેશ. અને રૈવતક ! તું ય તે બાર સૂનું મા રાખ.

પરિજનો : જેવી દેવની આજ્ઞા. ( કહી જાય છે. )

વિ : આપે તો કીધું માંખીઓસૂનું સૌ. હવે પેલા વૃક્ષછાયારચ્યા છત્રાળા શિલાપાટે વિરાજિયે મહારાજ; એટલે હું ય તે સુખે બેસું.

રા : આગળ થા.

વિ : પધારિયે, મહારાજ ! ( કહી બન્ને ચાલે છે. બેસીને )

સા : માધવ્ય ! પામ્યો નથી તું લોચનનું ફળઃ કારણ કે દૃષ્ટિમાણ્યા શું ત્હેં દીઠું નથી.

વિ : ખરે ! આપ મ્હારી આગળ જ છો ને ?

રા : સૌ પોતાનાંને જ સુન્દર પેખે. હું તો ત્હને આશ્રમના ભાગ્યમણિ રૂપ શકુન્તલા વિષે કહું છું.

વિ : (સ્વગત) ભલ્લા ! એમને અવસર જ ન આપું. (પ્રકાશ) અહો મિત્ર ! આપ તો એ તાપસ કન્યાના કોડીલા દીસો છો ને શું ?

સા : સખે ! તજ્યા શી વસ્તુઓમાં પુરુવંશીનાં મન નથી પ્રોવાતાં.

૮. ત્હે અપ્સરાની તનયા ઋષિપુત્રી; સાંપડી તજી ત્હેણે;
જેમ આકડે પડિયું શિથિલ જૂઈની વેલનું નવફૂલડું.

વિ : (હસીને) જેમ કોઇક ખજૂર પેશીઓથી મનઉઠયો આમલીનો કોડીલો થાય, એમ રમણીરત્નોના અભાવા ચ્યે આપને પ્રગટ્યા આના કોડ.

સા : એને નથી નિરખી ત્ય્હાં સૂધી એમ જ ભણીશ તું.

વિ : તે ખરેખર ! રમણીય જ હોય, જે આપને યે વિસ્મય જગાડે.

સા : મિત્ર ! વિશેષ તો શું ?

૯. ચિત્રે ચિતારી પ્રથમે પછી પ્રાણ પૂર્યો,
કે રૂપસાર લઇ શું વિધિએ ઘડી એ !
વિધિનું વિભુત્વ—રૂપ એહનું ચિન્તવું ત્ય્હાં
સ્રીરત્નસૃષ્ટિથી અનોખી દીસે મ્હને તે.

વિ : જો એમ જ છે, તો ઉતર્યાં આજથી રૂપાળીઓનાં માન.

શા : ને મ્હારા તો મનમાં ઘોળાયાં જ કરે છે કેઃ

૧૦. ન સૂંઘેલું ફૂલડું, કુંપળ નખથી યે અણચૂંટી,
ન વીંધેલું મણિ એ, નવમધુ ન ચાખ્યા ય રસનો;
અખંડ જ પુણ્યોનાં ફળ શું રૂપ એનું સુવિમળું;
ન જાણું ભોક્તાનો કળશ વિધિ ઢળશે કવણને.

વિ : તો પછી જલ્દી ઉદ્ધારે એને મહારાજઃ કે કો યે ઇંગુ-
દીતેલચીકણા માથાળા તપસ્વીને હાથે ન પડે.

શા : પરવર્તી છે પોતે; ને હાજરે નથી અહિંયાં વડિલ.

વિ : ત્હારે મહારાજની ભણી કેવોક હતો એનો દૃષ્ટિરાગ?

શા : પ્રકૃતિથી જ અણહલેતી હોય તપસ્વી કન્યાઓ. ત્હો યે તે

૧૧. મુજ વદ્યે લીધ વાળી જ આંખડી,
પણ ઉગ્યું સ્મિત અન્ય નિમિત્તનું;
વિનયવારી રતિ ત્યમ ત્હેની તે,
ન મહને છતી કીધી, ન છાવરી.

વિ : તો શું દૃષ્ટિ માત્રથી જ આપને ખોળે આવી વિરાજે?

શા : ત્હાંથી જતાં જતાં પણ શરમાતાં શરમાતાં યે ઠીક
પ્રકાશ્યો ભાવ ત્હેણે. કારણ કે

૧૨. દર્ભાંકુરે ચરણવીંધી સમી જ સહસા
તન્વી ઉભી કંઇક ત્હાં ડગલાં ભરીને;
ને વૃક્ષડાળ મંહી ન્હોતું ભરાયું તે યે
ઉભી જ, વાળી મુખ, વલ્કલ ફ્હાડતી શી.

વિ : તો પછી ભરો ભાતાં. તપોવનનું તો ઉપવન કીધું છે
આપે, એમ પેખાય છે.

શા : સખે! તપસ્વીઓ કેટલાક ઓળખી ગયા છે મ્હને.

તો વિચાર જરા કે શા મિષે ફરી મ્હારે આશ્રમ-
ભૂમિમાં જવું.

વિ : શાં બીજાં મિષ આપ–રાજવીને ? 'નીવારનો છઠ્ઠો
ભાગ અમારો ફ્હાડી આપો' એ જ.

શા : મૂર્ખ ! બીજો જ ભાગ એમને રક્ષવે મળે છે; જેને
રત્નઢગલા યે છાંડીને અભિનન્દે છે સૌ. જો:

૧૩. નૃપોને નીપજે કંઇ જે વર્ણોથી, તે વિનાશી છે;
ને તપનો છઠ્ઠો ભાગ આપે અક્ષય તાપસો.

(નેપથ્યમાં) અહો ! સિદ્ધ થયો અર્થ આપણો.

શા : (કાન દઇને) અરે ! ધીર પ્રશાન્ત સ્વરથી લાગે છે કે
તપસ્વીઓ હશે.

દ્વા : (પ્રવેશીને) જય હો–જય હો મહારાજનો. બે ઋષિ-
કુમારો છડીદારસ્થાને આવ્યા છે.

શા : તો ખરે ! વિના વિલંબે પ્રવેશાવ ત્હેમને.

દ્વા : આ પ્રવેશાવું, મહારાજ ! (કહી જાય છે; ને ઋષિકુમારો
સાથે પ્રવેશીને) આમ–આમ, ઋષિકુમારો !

(બન્ને ય રાજવીને નિહાળી રહે છે.)

પ્હેલો કુમાર: અહો તેજસ્વી છતાં યે શ્રદ્ધા જન્માવતી છે
એમની મુદ્રા. અથવા હોય જ એ આ ઋષિ સરિખડા
રાજવીમાં. કારણ કે

૧૪. લીધ ત્હેણે યે મુનિજન સમો આશ્રમે સર્વમાણ્યો;
રક્ષાયોગે તપ દિન દિને રાજવી એ ય સંચે.
'રાજન્' પાછળ મૂકી જ 'ઋષિ' શો એક એ પુણ્યશબ્દ
ચારણ ગાયે મળી સ્તુતિગીતો એહનાં આભઅડતાં.

બીજો કુમાર: ગૌતમ! આ જ એ ઇન્દ્રના મિત્ર દુષ્યન્તરાજ ને?

પહેલો કુમાર: નહીં તો શું?

બીજો કુમાર: તેથી જ

૧૫. એમાં નવું શું? નીલ ઉદધિથી સીમબાંધી ધરા આ
ભોગળલાંબા ભુજથી સઘળી એકલા એહ માણે?
કાં કે વાંછે વિજય રણમાં દૈત્ય શું વેરબાંધ્યા
દેવો એના ધનુષશરથી, ઇન્દ્રના વજ્રથી વા.

બન્નેઃ (સમીપ જઇને) જય હો રાજવીનો.

રા : (આસનથી ઉઠીને) અભિવન્દું છું આપને.

બ : કલ્યાણ થાવ. (કહી ફળો ધરે છે.)

રા : (પ્રણામ સાથે સ્વીકારીને) કંઇ આજ્ઞા કરો એમ ઇચ્છું છું.

બ : વિદિત છે આશ્રમવાસીઓને કે આપ અંહી વિરાજો છો. તેથી આપને પ્રાર્થે છે કે—

રા : શું ફરમાવે છે?

બ : મહારાજ કણ્વ મહર્ષિ નથી, તેથી રાક્ષસો અમ યજ્ઞમાં વિઘ્ન જગાડે છે; તો કેટલીક રાત્રીઓ સારથી સંગાથે આપ સનાથ કરો આશ્રમને.

રા : કૃપા કીધી મુજ ઉપર.

વિ : (બાજુએ) અત્યહારે તો અનુકૂળ જ છે એમને એ વિનતિ.

રા : (સ્મિત કરીને) રૈવતક! મ્હારા નામથી સારથીને કહે કે ધનુષ સાથે રથને હાજર કરે.

દ્વા : જેવી દેવની આજ્ઞા. (કહી જાય છે.)

બ્ર : ( હર્ષ ભેર )

૧૬. પૂર્વજને પગલે પળતા સોહે છે આપને જ એ;
શર્ણીના અનલે યજ્ઞે પૌરવો છે જ દીક્ષિતો.

રા : ( પ્રણામ સાથે ) પધારો આગળ આપ બે. હું યે પગલે પગલે આવું છું જ પાછળ.

બ્ર : વિજય હો. ( કહી જાય છે. )

રા : માધવ્ય ! ને છે ત્હને શકુન્તલાના દર્શનનું કુતુહલ ?

વિ : મ્હેલાં તો છલકાતું'તું. હાવાં–રાક્ષસવાર્તાથી તો છાંટો યે નથી રહ્યું.

રા : બ્હીશ મા. ભલે, મુજ સમીપમાં રહેજે.

વિ : તો–તો રાક્ષસોથી રક્ષાયેલો જ છું હું.

દ્વા : ( પ્રવેશીને ) રથ સજ્જ છે, મહારાજના વિજયપ્રસ્થાનની વાટ જૂવે છે. અને વળી નગરમાંથી દેવીનો સન્દેશો લેઇને કારભારી આવ્યા છે.

રા : ( આદરથી ) શું માજીના મોકલ્યા ?

દ્વા : હા, મહારાજ !

રા : ભલે, પ્રવેશ કરાવ.

દ્વા : જેવી આજ્ઞા. ( કહી જાય છે. કારભારી સાથે પ્રવેશીને ) આ રહ્યા મહારાજ. પધારિયે.

કારભારી: જય હો–જય હો મહારાજનો. દેવીએ ફરમાવ્યું છે કે 'આજથી ચોથે દિવસે મ્હારા ઉપવાસનું પારણું ઉજવાશે; તો દીર્ઘાયુષ અવશ્યે પધારશો,'

રા : અંહી છે તપસ્વીઓનું કાર્ય, ત્ય્હાં છે વડિલની આજ્ઞાઃ બન્ને યે છે અણુઉલંઘાય એવાં. આમાં કરવું શું ?

વિ : ત્રિશંકુ પેઠે અન્તરિયાળ રહો.

શા : ખરે ! વ્યાકુળ થયો છું હું.

૧૭. કર્તવ્યના દિશાભેદે થાય મ્હારૂં દ્વિધા મન;
સ્હામા શૈલે અથડાતાં જેમ વ્હેળાનું વ્હેણ કો.

(વિચારીને) સખે ! ત્હને માજીએ પુત્ર કરી માન્યો છે. તો તું અહીંથી પાછો વળ, ને તપસ્વીકાર્યે મન મ્હારૂં હમણાં વ્યગ્ર છે એ નિવેદન કરીને દેવીનાં પુત્રકરવાનાં કાજ તું કરજે.

વિ : ખરે ! મ્હને રાક્ષસડરકુ તો નથી ગણતા ને ?

શા : (સ્મિત કરીને) ત્હારામાં તે એ કેમ સંભવે ?

વિ : તો જેમ રાજાનો ન્હાનેરો ભાઇ જાય એમ જઇશ.

શા : ભલે. તપોવનનો રંજાડ મટાડવાને માટે સર્વે સંગાથીઓને ત્હારી જ સાથે વળાવીશ.

વિ : તો—તો યુવરાજ થયો હાવાં.

શા : (સ્વગત) ચાલાક છે આ બટુ. કદાચ ને મ્હારા અભિલાષ અન્તઃપુરમાં યે કહે. વારૂ, એને આમ કહું. (વિદૂષકનો હાથ ઝાલીને ચાસન) મિત્ર ! ઋષિગૌરવને કાજે આશ્રમે જાંઉ છું હો. ન ખરે !—સાચ્ચે જ ! તપસ્વીકન્યાના મ્હારા કોડથી નહિ. જોઃ

૧૮. હું કયંહાં ? મૃગલાંની સંગ એ
ઉછરી કામકલાઅજાણી ક્ય્હાં ?
જલ્પ્યાં પરિહાસમાં, ન તે
ગ્રહતો બોલ તું અર્થમાં ખરા.

વિ : તો બીજું શું ? (કહી સર્વે જાય છે.)

# વિષ્કંભક

(પછી પ્રવેશે છે કુશ વીણીને વળતો હોતાનો શિષ્ય)

શિષ્ય : અહો ! મહાનુભાવ છે પૃથ્વીશ દુષ્યન્તરાજ; કે આશ્રમમાં મહારાજના પ્રવેશ માત્રથી જ વિઘ્નવિહોણાં થઈ રહ્યાં અમારાં ધર્મકર્મ.

૧. વાત શી બાણ સાંધ્યાની ? પણછશબ્દે જ દૂરથી,
હુંકારે ધનુના માત્ર, વિદારે એહ વિઘ્નને.

જરા હવે વેદી ફરતાં પાથરવાને આ દર્ભ ઋત્વિજને જઈને દઉં. (ચાલીને અવલોકે છે.)

(આકાશે) પ્રિયંવદા ! કોને કાજે આ વાળાનો લેપ ને મૃણાલવન્તાં કમળપાન લઈ જા છ ? (સાંભળવાનું નિરૂપીને) શું કહે છે ? 'લૂખ લાગવાથી અતિશે અસ્વસ્થ છે શકુન્તલાઃ ત્હેના શરીરની ટાઢકને કાજઃ' એમ કે ? તો તો ઉતાવળી થા. તે તો ખરે ! કુલપતિ ભગવાન કણ્વના પ્રાણ છે. હું ય તે જઈને યજ્ઞનું અવભૃથોદક ગૌતમી સંગાથે મોકલાવું છું.

(કહી જાય છે.)



# અંક ત્રીજો

( પછી પ્રવેશે છે કામવિહ્‌વળ અવસ્થામાં રાજવી. )

**રાજા:** ( નિઃશ્વાસ નાંખીને )

૨. જાણું પ્રતાપ તપનો, જાણું એ છે પરાધીન યુવતી;
તથાપિ સાચે ! ત્ય્હાંથી પાછું વાળી શકું ન આ હૈયું.

( મદનપીડા નિરૂપીને )

ભગવન્ પુષ્પધન્વા ! તુજમાં ને ચન્દ્રમામાં વિશ્વાસ ધર-નારાં છેતરાય છે કામીજનોના સાથ. કાં કે

૩. તુજ ફૂલશર ધરવાં, શીતળાં રશ્મિ ચન્દ્રે,
ઉભય અજુગતાં એ ભાસતાં હું સમાને;
હિમભર કિરણોમાં અગ્નિ વર્ષે છ ઇન્દુ,
ફૂલશર પણ ત્હારાં કારમાં વજ્રતીખાં.

ભગવન્ કામદેવ ! ત્હને મ્હારી દાઝ નથી. ક્ય્હાંથી હોય ત્હને ? તું ફૂલબાણવાળી છતાં યે આવડો તીક્ષ્ણ છે ! ( વિચારીને ) હાં; જાણ્યું:

૪. ખરે ! હજી યે હરકોપઝાળ તો
જલે તુંમાં, જયમ વડવાગ્નિ સાગરે;
નહિ તો અહો મન્મથ ! ભસ્મીભૂત તું
હો આજ ક્ય્હાંથી હું શું ઉષ્ણ આવડો ?

ભગવાન કંદર્પ ! આમ ઠપકો દીધે યે ત્હને મ્હારી દયા નથી આવતી ?

૫. અખંડ સંકલ્પ અનંગ ! સો-સો
વૃથા કરી મ્હેં તુજને ઉછેર્યો;
હા ! કાન સૂધી ધનુ ખેંચી ત્હેં તો
મ્હને જ તાકી તુજ બાણ માર્યું !

અથવા

૬. પૂજું મકરધ્વજીને—અખંડ મુજને પીડનારા તુજને;
મદિરાપ્રફુલ્લ નયણી—એને અનુલક્ષી જો વીંધ બાણે.
(ચાલીને) ક્‌હાં જઇને હવે ખરે! યજ્ઞપરવાર્યે રજા દીધેલો હું શ્રમથાકયા આત્માને વિનોદ પમાડું? (નિશ્વાસ નાંખીને) કિયું ખરે! હવે મ્હારે છે પ્રિયદર્શન શિવાયનું શરણું બીજું? તો જરા એની જ શોધમાં જાઉં. (સૂર્યને નિહાળીને) આ ઉગ્ર તડકાની વેળાએ ઘણુંખરૂં તો લતા-ઘેરવન્તા માલિનીતીરે સખીજન સંગાથે શકુન્તલા જાય છે. ત્‌હાં જ જરા જાઉં. (ચાલીને, સંસ્પર્શ થયાનું નિરૂપીને) અહો! વાયુલહરોથી મનોહારી છે આ ભૂમિભાગ.

૭. કમળસુરભિ ભર, માલનીછોળોના કણ વહતી લહરીને
અનંગતપિયાં અંગો આલિંગે ગાઢ, એ શક્ય અંહિયાં.
(આગળ ચાલી અવલોકીને) આ છોડવાઓની પગથીએ સુન્દરી હમણાં ગઈ લાગે છે.

૮. મળી ગયાં નથી હજી યે પાંદડીદીટડાં એણે ફૂલચૂંટિયાં;
ને આ દૂધઝરન્તી દેખાયે હજી કુંપળો છેદી તે.
(ચાલીને ને નિહાળીને) આ નેતરઆચ્છાદ્યા લતામંડપે શકુન્તલા વિરાજેલી યે હોય. એમ જ છે. (નીચે નિહાળીને)

૯. આગે કંઇક ઉંચેરી, પાછળ નમતી નિતમ્બગૌરવથી;
દ્વારરેણુ પાંડુરમાં દરસે કંઇ આ નવલી પદપંક્તિ.
જરા ડાંખળીઓ વચ્ચેથી નિહાળું. (ચાલી, એમ કરીને, હર્ષથી) અહો! લાધ્યું મ્હને નેત્રકલ્યાણ. આ મ્હારા મનના મનોરથની પ્રિયતમા ફૂલપાથર્યા શિલાપાટે સૂતી છે;

સખીઓ સમીપમાં બેઠી છે. ભલાઃ સાંભળું એમની છાની ગોઠડી; (કહી વિલોકીને જુએ છે.)

(પછી પ્રવેશે છે પૂર્વ કથી સ્થિતિમાં સખીઓ સંગાથે શકુન્તલા)

**સખીઓ:** (પંખા ઢોળતી, વ્હાલથી) એલી શકુન્તલા! સુખાળવો તો છે ને ત્હને આ કમળપાનઢોળ્યો વાયુ?

**શકુન્તલા:** શું વાયુ ઢોળો છો મ્હને? સખીઓ!

[સખીઓ ખેદ નિરૂપી એક બીજીની સ્હામું જૂવે છે.]

**રાજા:** અતિશય વિહ્વલ શરીરની શકુન્તલા દીસે છે. (વિતર્ક કરીને) તો શું આ તે લૂખ લાગી છે? કે મ્હારા મનમાં ઘૂમે છે ત્હેવું જ છે કાંઈ? (અભિલાષથી નિહાળીને) અથવા સન્દેહ અળગા થાવ.

૧૦. સ્તનો અર્ચ્યા વાળે, બિસનું ઢળકે એક વલય,
પ્રિયાનું પીડ્યું યે શરીર સલૂણું કેટલું ય આ!
ભલે ગ્રીષ્મે–મદને સમતપવી હો, ત્હો ય કહિ યે
ન સોહે કંઇ આવાં યુવતિકૂળવાં ગ્રીષ્મ! તુજને.

**પ્રિયંવદા:** (જનાન્તિકે) અનસૂયા! તે રાજર્ષિના પ્રથમ દર્શનથી માંડીને જ તાલાવેલી લાગી છે શકુન્તલાને. શું એમના કારણે જ આનો આ સન્તાપ તો નહિ હોય ને?

**અનસૂયા:** સખિ! મ્હારી યે એવી જ છે હૈયાની આશંકા. વારૂ, પૂછું છું જરા એને જ. (પ્રકાશ) સખિ! પૂછું ત્હને કંઈક? ખરેખર! ઉગ્ર છે ત્હારો સન્તાપ.

**શ :** (શય્યાથી અરધી ઉઠીને) સખિ! શું કહેવું છે કંઇ?

અ: વ્હાલા શકુન્તલા! નિઃસન્દેહ અણુભવ્યાં છીએ અમે મદનશીણી કથાનાં. ને ત્હો યે જેવી ઇતિહાસગ્રન્થોમાં

કામપીડયાંની અવસ્થા સાંભળી છે ત્હેવી પેખું છું ત્હારી
ય તે. કહે, કો કારણે ત્હારો છે સન્તાપ ? રોગ ખરે !
મૂળથી પ્રારખ્યા વિના ઔષધ ન આરંભાય.

શા : અનસૂયાને યે આવ્યો મ્હારો જ તર્ક, નથી કંઇ
મ્હને જ મનગમતું મ્હેં માની લીધું.

શ : ( આત્મગત ) બળવન્તી જ છે લગની. હમણાં યે સહસા
ત્હેમને કહી શકતી નથી.

પ્રિ : સખી શકુન્તલા ! એ ખરૂં કહે છે. શાને નિજની
અંગનને ઉવેખ છ ? દિવસે દિવસે નક્કી શોષાય છે ત્હારાં
અંગો. એક માત્ર લાવણ્યમયી કાન્તિ ત્હને નથી તજતી.

રા : છે ત્હેવું કહ્યું પ્રિયંવદાએ તો. એમ જ છેઃ

૧૧. ઝંખાયા જ કપોલ ચન્દ્રમુખડે, હૈયે સ્તનો તો ઢીલાં;
શોષાયો કટિલંક, છેક નમિયાં ખંભા, છબિ પાંડુરી;
દામણી ને પ્રિયદર્શના જ, મહને પીંખેલી દર્શે છ આઃ
જાણે પાનખરી અનિલઅડકી ડોલરની શું વેલડી !

શા : તો સખિ ! કોને બીજાને કહીશ હું ? પણ એમ તો
પીડાકારણ થઇ પડીશ ત્હેમને.

બન્ને સખીઓ : એથી જ અમારો છે આગ્રહ. સ્નેહી-
ઓમાં સંભાગ્યું દુઃખ સહ્યાં સરખું થાય.

રા : ૧૨. પૂછયે ખરે ! સખીજને સુખદુઃખભાગી
કહેશે પીડાની કથની મનમાંની બાલા;
ન્હાળ્યો તૃષાર્ત નયણે બહુ યે વળીને,
પામું છું ત્હો ય હમણાં ભય બોલડાનો.

શા : સખિ ! જે પળથી સુજ્ઞ [illegible]માર્ગમાં પધાર્યા છે તે

તપોવનરક્ષન્તા રાજર્ષિ–( એટલું અડધું'ક કહી લજ્જા નિરૂપે છે. )

બન્ને સખીઓ : કહે–કહે, પ્રિય સખિ !

શ : ત્ય્હારથી માંડીને તે શું ઢળ્યા અભિલાષથી આ અવસ્થા આવી પડી છે.

રા : ( હરખથી ) સાંભળ્યો શ્રવણસાર સર્વસ્વ.

૧૩. સન્તાપતો હતો તે સ્મર જ થયો મુજ કલ્યાણક હાવાં;
ઘનશ્યામળ જ્યમ હ્‌હાડો ગ્રીષ્માન્તે લોકને જીવન બક્ષે.

શ : તો જો ત્હમે સંમત હો તો એવું કરો કે જેથી તે રાજર્ષિની અનુકમ્પાપાત્ર થાઉં. નહિ તો ખરે ! આપો મ્હને છેલ્લી તિલાંજલિ.

રા : સંશય છેદન્તાં આ છે વચનો.

પ્રિ : ( જનાન્તિકે ) અનસૂયા ! મન્મથપીડમાં આઘી ઉતરી ગયે એને વિલંબ છે અસહ્ય. ને જે શું બન્ધાયો છે એનો ભાવ, તે છે પૌરવોના મુગટમણિ. તો એના ભાખ્યા અભિલાષ વધાવી લઈએ.

અ : તું કહે છે એમ જ કરીએ.

પ્રિ : ( પ્રકાશ ) સખિ ! ધન્ય ભાગ્ય. ત્હારે ઘટારત જ છે ત્હારી લગની. સાગર મૂકીને કય્હાં નહીં તો ઉતરે મહા-નદી ? કે કોણ હાવાં આંબા વિના બટમોગરાની પાંગરી વેલને યે ઝીલે ?

રા : નથી એમાં આશ્ચર્ય, જો વિશાખાની બે તારલીઓ યે શશીલેખાને અનુસરે તો.

અ : તો પછી શો ઉપાય કરિયે કે જેથી વિના વિલંબે ને છૂપલા સખીના મનોરથ સાંપડે ?

પ્રિ : છાનું તે તો વિચારવા શું—શીઘ્ર તે તો સ્હેલું છે.

અ : કહે; કઇ રીતે ?

પ્રિ : ખરે ! તે રાજર્ષિ પણ ત્હેમની સ્નેહઘેરી દૃષ્ટિદાખવ્યા અભિલાષવન્તા હમણાં હમણાં તો ઉજાગરે કૃશ દેખાય છે.

રા : ખરે, એવો જ થયો છું હું. એમ જ;

૧૪. હૃદયભડકે ફ્રાટી આંખે ભુજે જ ઉન્હાં ઉન્હાં
પ્રતિ રજનીએ ઝાર્યાં અશ્રુથી મણિઝંખાયું, તે
પણછકીધ એ રેખાને ચે ન અડી, કાંડા થકી
સરી સરી જતું સોનાકંકણ ફરી ફરી સારૂં હું.

પ્રિ : (વિચારીને) અલી ! મદનલેખ એમને પાઠવિયે. ત્હેને ફૂલસન્તાડયો કરી દેવપ્રસાદને નિમિત્તે એમને હાથે પહોંચાડીશ હું.

અ : મ્હને તો ગમે છે સુકોમળો એ પ્રયોગ. શકુન્તલા શું કહે છે ?

શ : ત્હમારી યોજનામાં તે બીજું બોલવાનું હોય ?

પ્રિ : તો ત્હારી વાતોગૂંથ્યો ચિન્તવી કહાડ જરા કો લલિત પદબન્ધ.

શ : અલી ! ચિન્તવું છું હું. પણ તિરસ્કરણબ્હીતું વળી ધ્રૂજે છે મ્હારૂં હૈયું.

રા : (હરખથી)

૧૫. જેની અવજ્ઞાની ભીતિ ભીરૂ ! ત્હને,
એ આ ઉભો મીલન ત્હારૂં ઝંખતો.

પ્રાર્થી મળે કે ન મળે જ લક્ષ્મી સો,
પણ લક્ષ્મીપ્રાર્થ્યો કયમ હોય દુર્લભ ?

સ. : અયિ નિજ ગુણઅવસ્થાનન્દી ! કોણ આજે દેહઠારન્તી શરત્‌ચંદ્રનીને ચન્દરવાથી વારશે ?

શ : (સ્મિત કરીને) સો લે જ્યહારે તલ્લીન થાઉં ત્હેમાં.

(કહી બેઠી થઇ ચિન્તવે છે.)

રા : અસ્થાને નથી ખરે ! કે મટમટવુંભૂલી આંખડીએ પ્રિયાને ન્યહાળી રહ્યો છું હું. કાં કે

૧૬. પદ રચતાં યે ત્હેનું એક ભ્રુકુટિચ્હડયું મધુર મુખડું
ગાલ તણા રોમાંચે ભાખે એની મુજ પ્રતિની પ્રીતિ.

શ : અલી ! ચિન્તવી કહાડયું મ્હેં ગીતવસ્તુ. પણ કને ક્યહાં છે કંઇ લેખનસાધનો ?

પ્રિ : એ તો આ પોપટહૈયા શા સુકુમાર કમળપાને નખ-ક્હાંથી અક્ષર માંડ.

શ : (કહ્યા પ્રમાણે કરતી) અલીઓ ! સાંભળો હવાં. અર્થસંગત નથી જાણતી હું.

બ સ : અમારૂં તો ધ્યાન જ છે.

શ : (વાંચે છે.)

૧૭. ન જાણું તુજ હૈયું હું; પણ વળી પ્રબળ મદન આઠે પ્હોરે
સન્તાપે, હે નિર્દય ! તુજ પ્રેમકોડીલાં મુજ અંગોને.

રા : (સહસા નીસરી કને જઈને)

૧૮. તપવે મદન ત્હેને, તો તન્વીંગિ ! મ્હને અખંડ એ બાળે;
દિનકર શશી ઝંખવતો, ન એટલું એ પોયણીને ય કદી.

સ : (નિરખીને, હરખ ભરી ઉઠીને) નિર્વિઘ્ન એ મનોરથ સ્વયં પધાર્યો આ તો. (શકુન્તલા ઉઠવા ઈચ્છે છે.)

શ : હાં ! હાં ! એ શ્રમ શાને ?

૧૯. ફૂલશય્યા આલિંગ્યાં, ઝટ કરમાતાં બિસખંડે મ્હેક્યાં,
ભારે સ્મરસન્તાપ્યાં, ન ગાત્રને તુજ વિવેકવિધિ હોયે.

અ : અંહી શિલાપાટે એકદેશને સોહાવો, રાજવી !

(રાજા પાસે વિરાજે છે; શકુન્તલા લાજભરી બેસે છે.)

પ્રિ : બન્નેયની ત્હમારી અન્યોન્યની પ્રીત આંખદેખીતી છે. ત્હોય મ્હને સખીસ્નેહ ફરીથી બોલાવે છે કે—

શ : કલ્યાણિ ! મ અવરોધશો એને. ઉચ્ચું ને અણબોલ્યું અનુતાપ જન્માવે પછી.

પ્રિ : શરણ પડેલ નિજ દેશવાસી જનની પીડ હરવી એ છે તમ રાજવીધર્મ.

રા : નથી એથી અધિકું કાંઇ.

પ્રિ : તો બરે ! અમારી આ પ્રિય સખીને આપને લીધે જ આ દશાપાલટે ભગવાન મદને આણી મૂકી છે. તો ઘટે છે એ શરણપડીના જીવિતને આધાર દેવો.

રા : કલ્યાણિ ! વિરલી નથી એ પ્રણયપ્રાર્થના. સર્વથા સ્વીકારૂં છું.

શ : (પ્રિયવંદાને અવલોકીને) અલીઓ ! અન્તઃપુરવિરહે આતુર રાજર્ષિને શાને રોકો છો ?

રા : સુન્દરિ !

૨૦. મમ અનન્યપરાયણ હયું આ
કહિંક ધારી લહે તું જ અન્યથા,

હૃદયવાસિનિ ! હે મદિરાક્ષિ ! તો
મદનબાણુ હણ્યો હું હણુંઉ ફરી.

અ : સજન ! બહુવલ્લભા સાંભળ્યા છે. રાજાઓને. જેમ અમારી પ્રિય સખી બાંડુજનને ચિન્તાભાર ન થાય એમ કરજો.

રા : કલ્યાણિ ! વધારે તો શું ?

૨૧. ભર્યો રણવાસે યે બે પ્રતિષ્ઠા મુજ કુલની;
સમુદ્ર બાંધી પૃથ્વી તે, ને ત્હમારી જ આ સખી.

બન્ને સખીઓ : નિરાંત વળી અમને.

પ્રિ : ( કટાક્ષ ફેંકીને ) અનસૂયા ! આ ગમ નજરો નાંખતો પેલો આતુર મૃગબાળકો જનનીને વલખે છે. ચાલ; મેળવીયે એમને. ( બન્ને સાથે જવા ઉઠે છે. )

શ : અલીઓ ! નિરાધારિણી છું; એક તો ત્હમારામાંથી આવો.

બન્ને સખીઓ : પૃથ્વીનો જે આધાર, તે તુજ સન્મુખ છે.
( કહી જાય છે )

શ : શું ગઈઓ જ ?

રા : ધીરી થા. અને આ આરાધતો જન તુજ સન્મુખે છે.

૨૨. શું શીતળાં કમળપાન તણે જ પંખે
કંઈ થાકહારક ભીના મૃદુ વાયુ ઢોળું ?
કે અંક લેઈ સુતનુ ! સુખ થાય તેમ
પંપાળું તુજ ચરણો સખિ ! પદ્મરાતાં ?

શ : પૂજ્ય પ્રત્યે પોતાને અપરાધી નહિ થવા દઉં.
( કહી ઉઠીને જવાનું કરે છે )

રા : સુન્દરિ ! દિવસ પાકયો નથી; ને આ છે ત્હારી શરીરઅવસ્થા.

૨૩. તજી ફૂલશય્યા, કમલિનીદળનો તજી કલ્પિત સ્તન પાલવડો,
કયમ તાપમાં જઈશ તું પૂરાં પીડાકુમળાં લઇ અંગો ?

(કહી બળથી ત્હેને પાછી વાળે છે.)

શ઼ા : પુરુરાજ ! જરા વિનય પાળો. મદનસન્તાપેલી પણ નથી હું નિજની માલિક.

રા : ભીરૂ ! છાંડ એ વડિલોનો ભય. જાણી ત્હેને ધર્મજાણુંણુહાર પૂજ્ય કુલપતિ નહિ આમાં દોષ ગણે ત્હારો. જોઃ

૨૪. ગાન્ધર્વ લગ્ને બહુ યે રાજર્ષિની કુમારીઓ
સુણી છે પરણેલી, ને અભિનન્દાઈ પિતૃથી.

શ઼ા : છોડો અત્યહારે તો મ્હને. ફરી વળી સખીઓ શું મન્ત્રણા કરીશ.

રા : ભલે, છોડું છું.

શ઼ા : કય્હારે ?

રા : ૨૫. કુમળા વણડંખિયા નવીન
ફૂલડાં શા કંઇ હોઠ તાહરાનો
તરશ્યા ભમરા સમો હું, કાન્તે !
રસ ધીમેશથી ચુમ્બું તે પછી જ.

(કહી મુખ એનું ઉંચું કરવા જાય છે. શકુન્તલા આનાકાની નિરૂપે છે.)

(નેપથ્યમાં)

અહો ચક્રવાકની લાડિલી ! 'પધારજો' કહી લે સહચરને;
રજની આવે છે.

શ઼ા : (ચમકીને) પુરુરાજ ! નિઃસન્દેહ મ્હારી શરીરવાર્તા પૂછવાને ગૌતમી આ ભણી જ આવે છે. તો ડાંખળીઓ ભીતર પધારશો જરા ?

શા : ભલે. ( કહી પોતાને આચ્છાદી રહે છે. )

( પછી પ્રવેશે છે હાથે પાત્રલીધી ગૌતમી અને સખીઓ. )

સ : આમ—આમ, આર્યા ગૌતમી !

ગૌ : ( શકુન્તલા કને જઈને ) બાળ ! હવે ઓછાં તપે છે ને ત્હારાં અંગો ?

શા : આર્યે ! કંઇક ઠીક છે.

ગૌ : આ દર્ભજલથી પીડાઉતર્યું થશે ત્હારૂં શરીર. (શકુન્તલાને શિરે છાંટીને ) વત્સે ! દિવસ પાક્યો. ચાલ, પર્ણશાળાએ જઈએ. ( કહી જવાનું કરે છે. )

શા : ( આત્મગત ) હૈયા ! પ્હેલાં સ્વયં મનોરથ પધાર્યે ભીરૂતા છાંડી નહીં. તો હવે શાને ત્હારો અત્યહારનો છે આ સન્તાપ—પશ્ચાતાપ ? ( ડગલું ભરીને ચાસન ) લતાછાયેલ સન્તાપહરનાર ! ફરી આવીશ વળી ત્હારા ઉપભોગને કાજ. ( કહી બીજીઓની સંગાથે શકુન્તલા દુઃખભરી જાય છે. )

રા : ( પૂર્વ સ્થાનકે આવી, નિઃશ્વાસ નાંખીને ) અહો ! વાંછ્યા અર્થની સિદ્ધિઓ વિઘ્નવન્તી જ છે સદા. મ્હારે ય તે

૨૬. વળી વળી અંગુલિથી જ હોઠઢાંક્યું,
'નહિ' 'નહિ'ના કલબોલડે રૂપાળું,
મુખ પડખાફર્યું રમ્ય પક્ષ્મિણીનું
ક્યમ ય કરી ઉંચ્ચર્યું—ન ચુંબિયું મ્હેં.

ને ક્યહાં હવે જાઉં ? અથવા અંહીં જ પ્રિયમાણ્યા ને છાંડ્યા લતામંડપે ઘડીક થોભું ? ( ચોમેર નિહાળીને )

૨૭. તનુરોળેલી જ ત્હેની પુષ્પમયી આ શય્યા શિલાએ, અને
આ કરમાયલ પ્રેમલેખ નલિનીપત્રે નખેથી લખ્યો;

આ બિસકંકણુ હાથખૂરિયું, નૂપુરનો ચોટયાં રહે એમ, ત્ય્હાં
સ્હેજે ક્ય્હાં નીકળી શકું હું બંરૂની આ સૂની ચે કુંજથી ?

( આકાશે )

રાજવી.।

૨૮. આથં સમે યજનના વિધિ આહરાયે
વેદી જ વન્હિવતીની ફુરતી પડેલી
છાયા ઉડી રહી ભયંકર આ બહુ ચે,
સન્ધ્યાની વાદળી શી ભૂખરી, રાક્ષસોની.

આ હું આ આવ્યો.

(કહી જાય છે.)



# વિષ્કંભક

[ પછી પ્રવેશે છે ફૂલ વીણવાનું નિરૂપતી સખીઓ. ]

અનસૂયાઃ અલી પ્રિયંવદા ! જો કે ગાન્ધર્વ વિવાહવિધિથી કલ્યાણપામી શકુન્તલા સમોવડ ભર્તા ભોગવતી થઇ તેથી મારા હૈયાને નિરાંત વળી, ત્હો યે આટલીક ચિન્તા તો છે,

પ્રિયંવદાઃ વળી શી ?

અ : અંહીથી તે રાજર્ષિ યજ્ઞ પૂરો થયે ને ઋષિજને રજા દીધે નિજ નગરે પ્રવેશી અન્તઃપુરે સંચર્યે અંહીંબની વાતો સંભારશે કે નહીં ? એટલી જ.

પ્રિ : શ્રદ્ધા રાખ. ન આવડી રૂપમુદ્રાઓ ગુણવિરોધી નીવડે. પણ તાત કાશ્યપે હાવાં આ વૃત્તાન્ત સાંભળ્યે નથી જાણતી હું કે શું પરિણમશે.

અ : હું ધારૂં છું તેમ તો સંમત થશે.

પ્રિ : એ શી રીતે ?

અ : ગુણવન્તાને કન્યા દેવી એવો તો એમનો કાંઈક ભ્હેલાંનો જ સંકલ્પ. તે જો દૈવ જ સાંપડાવે, તો તો વિના પ્રયાસે કૃતાર્થ જ થાયને વડિલજી ?

પ્રિ : એમ જ. ( ફૂલછાબને વિલોકીને ) સખિ ! વીણાઇ રહ્યાં પૂજનપૂરતાં ફૂલડાં.

અ : પણ સખી શકુન્તલાના સૌભાગ્યદેવને વધાવવાના છે ને ?

પ્રિ : ખરૂં. ( કહીને તે જ કર્મ નિરૂપે છે. )

( નેપથ્યમાં )

અહો ! આ હું આવ્યો છું, હો !

અ : (કાન દઈને) સખિ ! અતિથિ કોક બોલતા લાગે છે.

પ્રિ : પણ પર્ણશાળાએ શકુન્તલા છે.

અ : હમણાં તો હૈયાપરદેશિણી છે. ભલે; બસ છે આટલાં ફૂલડાં. (કહી જવાનું કરે છે.)

(નેપથ્યમાં)

અયિ અતિથિઉવેખણહારિણી !

૧. તું ચિન્તવે જેહ અનન્ય ચિત્તથી,
જાણ્યો ન આ આવી ઉભો તપોધને,
સ્મરાવતાં યે સ્મરશે ન તે ત્હને,
પૂર્વે કર્યું જેમ ભૂલે પ્રમત્ત કો.

પ્રિ : હા ધિક્કૂ ! હા ધિક્કૂ ! ભૂંડું જ થયું. કોઇકે ય પૂજનયોગ્યની અપરાધિણી થઇ હૈયાસૂની શકુન્તલા. (આગળ નિહાળીને) ને નથી તે જેવા ત્હેવા યે. એ તો છે સહજે કોપતા મહર્ષિ દુર્વાસા. એમ શાપીને આવેગવાધી, વારી વરાય નહિ એવી, ગતિથી પાછા વળી ગયા.

અ : વહ્નિ વિના કોનું બાળવાનું છે સામર્થ્ય ? જા, પાયે પડી પાછા વાળ એમને; એટલામાં અર્ઘપાણી કરી રાખું છું હું.

પ્રિ : એમ જ. (કહી જાય છે.)

અ : (બીજે પગલે ઠોકર વાગ્યાનું નિરુપીને) અરે ! ઉતાવળ કીધે ઠોકરા યે કાંડેથી પડી આ ફૂલછાબ. (કહી પુષ્પ સાંભરવાનું નિરૂપે છે.)

પ્રિ : (પ્રવેશીને) સખિ ! સ્વભાવવાંકા તે કોઇની યે વીનવણી સ્વીકારે ? કેમે ય ત્હો યે અનુકમ્પાળા કીધા.

અ : (સ્મિત કરીને) એમણું તો બહુ એટલું ય તે. કહે.

પ્રિ : પ્રાર્થ્ય યે જ્યહારે પાછા વળવાની ના જ પાડી ત્યહારે મ્હેં વિનવ્યાઃ 'ભગવન્ ! પહેલ્લો જ છે જાણી, આપના તપપ્રભાવથી અજાણી, દીકરીજનનો એક અપરાધ ભગવાને ક્ષમા કરવો ઘટે છે.'

અ : પછી ?—પછી ?

પ્રિ : પછી 'નથી મ્હારૂં વેણુ અન્યથા થવાનું. પણ કંઇક સંભારણાનું ઘરેણું દાખવ્યે શાપ નિવારાશેઃ' એમ બોલતા બોલતા જ અન્તર્ધાન થઇ ગયા.

અ : તો તો શકય છે હાવાં આશ્વાસન ધરવાનું. છે—છે તે રાજર્ષિએ જ જતી વેળાએ નિજ નામાભિધાનકોતરી વીંટી 'સંભારૂણું' કહી પોતે જ પ્હેરાવેલી. તે વડે શકુન્તલાને ઉપાય સાંપડશે.

પ્રિ : સખિ ! ચાલ. એનું દેવકાર્ય ત્યહારે આટોપી લેઇએ.

(કહી ચાલે છે.)

પ્રિ : [નિહાળીને) અનસૂયા ! જરા ભ્હણે જો. ડાબે હાથે ઢાળેલા વદનાળી, જાણે ચિત્રચીતરેલી શી પ્રિય સખી. નાથસંચર્યા ચિત્તનીને પોતાનું યે ભાન નથીઃ તો પછી અતિથિનું તો કય્હાંથી !

અ : પ્રિયંવદા ! આપણાં બેને મ્હોડે જ આ વાતો રાખજે. ઉગારવી જ જોઇશે સ્વાભાવકોમળી પ્રિય સખીને તો,

પ્રિ : કોણ એવું હોય જે ઉન્હાં પાણી નવમલ્લિકાને છાંટે ?

[કહી બન્ને જાય છે.]

# અંક ચોથો

( પછી પ્રવેશે છે ઉંઘમાંથી ઉઠેલો શિષ્ય. )

શિ : વેળા જાણવાની આજ્ઞા કરી છે મ્હને પ્રવાસવર્જ્યા મહારાજ કાશ્યપે. ઉઘાડમાં જઇને જરા નિહાળું કે રજની કેટલીક રહી છે. ( ચાલીને ને નિહાળીને ) અહો ! આ તો પ્રભાત. એમ જ છે;

૨. આ જાય અસ્તશિખરે પતિ ઔષધીનો,
ને સૂર્ય આ અરુણ સારથી સંગ આવે;
બે તેજના ઉદયઅસ્તની ગાંઠ ગૂંથી
બાંધ્યો નૃલોક શું દશાપરિવર્તનોમાં ?
અને વળી

૩. હા ! આથમ્યે શશી જ પોયણી એહ મ્હારાં
હર્ષે ન નેત્ર, સ્મૃતિસોહતી એની શોભા;
વ્હાલા વિદેશ વિચર્યે અબળા જનોનાં
દુઃખો ય નિરવધિ દુઃસહ થાય એમ.

( પડદો ઉછાળી પ્રવેશીને )

અ : જો કે વિષયવિરાગી જન એ ન સ્હમજે, તથાપિ એ રાજાએ શકુન્તલા પ્રત્યે અનાર્યપણું તો આચર્યું છે.

શિ : હોમવેળા થઇ છે એટલું ગુરુજીને જઇને જરા નિવેદન કરૂં. ( કહી જાય છે. )

અ : જાગી છું, પણ શું કરૂં ? નથી નિજનિજની નિત્યકરણીમાં યે હાથપગ મુજ પ્રસરતા. કામની હાવાં કામના ફળજો, જેણે જૂઠડાબોલા જન શું શુદ્ધહૃદયા સખીનું

પાનું પાડયું. અથવા દુર્વાસાનો શાપ આ બગાડે છે; નહીં તો કેમ એ રાજર્ષિ એવું એવું ઉચ્ચારીને આટઆટલા કાળે યે લીટી માત્ર ન પાઠવે ? તેમ અંહીથી સંભારણાની વીંટી ત્હેમને મોકલિયે; પણ કષ્ટ વેઠી તપ તપતા તપસ્વી જનમાંથી કોને વિનવું ? ને સખીને દોષ ચ્હડે તેથી કહેવાનું કંઇ છું ત્હો યે નથી કહેવાતું પ્રવાસવર્જ્યા તાત કાશ્યપને યે કે શકુન્તલા દુષ્યન્તને પરણેલી છે ને એ જીવવતી છે. આવું છે ત્ય્હાં અમથી શું થાય ?

પ્રિ : ( પ્રવેશીને, હરખથી ) સખિ ! ઉતાવળી થા–ઉતાવળી, શકુન્તલાને વળાવવાના મંગલ વિધિને કાજ.

અ : સખિ ! એ કય્હાંથી ?

પ્રિ : સાંભળ. હમણાં જ ' સુખાળવી તો સૂતી'તી ને ? ' એટલું પૂછવા શકુન્તલા કને ગઇ'તી હું.

અ : પછી–પછી !

પ્રિ : એટલામાં તો એ લજ્જાઢાળ્યા મુખનીને હૈયે ચાંપીને સ્વયં તાત કાશ્યપે આમ કહી અભિનન્દી; ' ધન્ય ભાગ્ય કે ધૂમરૂંધી દૃષ્ટિના યે યજમાનની તો આહૂતિ વહ્નિમાં જ પડી. બાળ ! સુશિષ્યસોંપી વિદ્યાની પેઠે તું યે ચિન્તા-ઉતરી થઇ મ્હારે. આજે જ ઋષિરક્ષાયેલી તુજને ભર્તા કને પાઠવું છું.'

અ : ત્ય્હારે કોણે એ વાર્તા તાત કાશ્યપને કહી ?

પ્રિ: હોમશાળામાં પ્રવેશ્યે શરીરવિહોણી છન્દોબદ્ધ આકાશવાણીએ.

અ : ( વિસ્મયથી ) કહે, કહે.

પ્રિ : ( સંસ્કૃત બોલીને )

૪. દુષ્યન્તે મૂકિયું તેજ લોકહિતાર્થ ધારતી,
 જાણજો ઋષિ! પુત્રીને અગ્નિગર્ભા, શમી સમી.

અ : ( પ્રિયંવદાને ભેટી પડીને ) સખિ! હરખઘેલી થઈ છું હું. પણ આજે જ શકુન્તલા જાય છે એથી ખેદઝંખાતો સન્તોષ અનુભવું છું.

પ્રિ : સખિ! આપણા એટલા ખેદને યે વિનોદ નિવારશે. એ તપસ્વિનીને નિરાંત થાય એટલે થયું.

અ : ત્ય્હારે તો પેલી આંબાડાળે લટકતા નાળિયેરના સંપુટમાં આ કાજેની જ કાલાન્તરનભતી મૂકી રાખી છે મ્હેં બકુલમાલા; તે હાવાં હાથઉતારી સાંપડી કર. ત્ય્હાર સોરી હું ય તે ત્હેને કાજે મૃગરોચન તીર્થમાટી દુર્વાકુર—એવાં એવાં મંગલ આલેપનશણગાર સજ્જ કરૂં છું.

પ્રિ : કર ત્ય્હારે.

( અનસૂયા જાય છે. પ્રિયંવદા ફૂલડાં વીણવાનું નિરૂપે છે. )

( નેપથ્યમાં )

ગૌતમી! રજા દ્યો શાર્ગંરવાદિને શકુન્તલાને તેડીને જવાની.

પ્રિ : ( કાન દઈને ) અનસૂયા! ઉતાવળી થા—ઉતાવળી. આ તો ખરે! હસ્તિનાપુરે જતા ઋષિઓ બોલે છે.

( હાથમાં શણગાર લેઇ પ્રવેશીને )

અ : સખિ! આવી. ચાલો જઇએ.

પ્રિ : ( નિહાળીને ) આ પેલી સૂર્યોદયે જ અભ્યંગસ્નાન કીધેલી હાથે અક્ષત લીધેલી ને સ્વસ્તિવાચન કરતી તાપસીઓથી અભિનન્દાતી, શકુન્તલા બેઠી. એની કને જઇએ.

( કહી કને જાય છે. )

( પછી પ્રવેશે છે વર્ણવ્યા પ્રમાણેની આસનબેઠી શકુન્તલા. )

**પહેલી તાપસી:** ( શકુન્તલાને ) લાડકી ! ભર્તાનું બહુમાન સૂચવતા મહાદેવીપદને પામજે.

**બીજી તાપસી :** વત્સે ! વીરજનની થજે.

**ત્રીજી તાપસી :** બાળ ! સ્વામીની માનીતી થજે.

( એમ આશિષો દઈને ગૌતમી શિવાય તાપસીઓ જાય છે. )

**સ :** (કને જઇને) સખિ ! કલ્યાણકર્તા હો ત્હારૂં અભ્યંગ સ્નાન.

**શ :** સ્વાગત છે મ્હારૂં સખીઓને. આવો, બેસો.

**બન્ને સખીઓ :** ( મંગલ પાત્રો લઈ, કને બેસીને ) સખિ ! સજ્જ થા, એટલે મંગલ આભૂષણ ધરાવિયે.

**શ :** આને ય તે બહુ માનું છું. દુર્લભ થશે હાવાં તો મ્હારે સખીસજ્યા શણગાર. ( કહી આંસુ સારે છે. )

**બ. સ :** સખિ ઘટતું નથી ત્હને મંગલ કાલે આંસુ પાડવાનું.

( કહી આંસૂ લ્હોઈને શણગાર ધરાવવાનું નિરૂપે છે. )

**પ્રિ :** આ તો આલંકારયોગ્ય રૂપને આશ્રમસુલભ સાધને ઝંખવિયે છીએ આપણે.

( હાથ લંબાવતા બે ઋષિકુમારો પ્રવેશીને )

**બન્ને કુમારો:** લ્યો આ અલંકારે અલંકારો એમને.

( સહુ વિસ્મય પામી નિહાળી રહે છે. )

**ગૌ :** વત્સ નારદ ! ક્યહાંથી આ બધાં ?

**પહેલો કુમાર :** કાશ્યપ બાપુના પ્રભાવથી.

**ગૌ :** શું તપોબળે ઉતાર્યા ?

**બી. કુ :** છેક એમ તો નહિ. સુણિયે. મહારાજની આજ્ઞા થયે અમે શકુન્તલા કાજે વનસ્પતિઓનાં ફૂલ વીણતા હતા. ત્યહાં તો તે જ ઘડીએ

૫. હીરનું મંગલ ચીર ચન્દ્રધવળું કોઈક વૃક્ષે દીધું,
પદશોભા ય સુહાવવા નિરઝર્યો કોએ ય લાક્ષારસ;
ને સ્પર્ધી ફૂટી કુંપળોની કરતી હાથેળી કાંડા સૂધી
કુહાડીને વનદેવીએ જ બીજીએ શણગાર અર્પ્યો બીજા.

પ્રિ : ( શકુન્તલાને વિલોકીને ) અલી ! આ કૃપાપ્રસાદ તો શુકન છે ત્હારે ભર્તાગેહે અનુભવવાની રાજલક્ષ્મીનાં.

( શકુન્તલા લજ્જા દાખવે છે. )

૫. કુ : ગૌતમ ! ચાલ, ચાલ. અભિષેકપરવાર્યો કાશ્યપ બાપુને આ વનસ્પતિસેવના જણાવિયે.

બી. કુ : ચાલો.

( કહી બન્ને જાય છે. )

સ : અરેરે ! ઘરેણાંની અણપ્હેરનારીઓ છીએ અમે. ચિત્રકલાના પરિચયથી ત્હારાં અંગોને શણગારીશું.

( બન્ને યે અલંકાર ધરાવવાનું નિરૂપે છે. )
( પછી પ્રવેશે છે સ્નાનપરવાર્યા પિતા કાશ્યપ. )

શ : અજાણી નથી મ્હને ત્હમારી નિપુણતા.

કાશ્યપ :

૬. 'આજે જાય શકુન્તલા ' લહી જ એ હૈયું હિલોળે ચ્હડયું,
ઉઠતાં અશ્રુ જ કંઠ થંભી રૂંધતાં, નેત્રો ય ચિન્તાજડ.
વાત્સલ્યે વનવાસી વિહ્વળ હું યે છું આમ ને આવડો,
તો સંસારી-ય-ને શું શું નવ પીડે પુત્રીવિરહની પીડા ?

( કહીને ફરે છે. )

સ : હલા શકુન્તલા ! શણગાર સજાઇ રહ્યા. પ્હેર હવે હીરનાં ચીરની જોડ.

( શકુન્તલા ઉઠીને પ્હેરે છે. )

ગૌ : લાડિલી ! આનન્દઉભરાતી આંખડીએ જાણે ત્હને ભેટતા આ ગુરુજી પધારે. શિષ્ટાચાર કરજે જરા.

શ : (લજ્જાતી) તાત ! વન્દું છું.

કા : વત્સે !

૭. શર્મિષ્ટા શી યયાતિને સ્વામીમાનવતી થજે;
પુત્ર ત્હારો ય સામ્રાજ્ય એ પુરુ શો જ પામજો.

ગૌ : ભગવન્ ! આશિષ નહિં, આ તો વરદાન દીધું.

કા : બાળ ! ચાલ હમણાં જ; હોમઅગ્નિની પ્રદક્ષિણા કરી લે.

(સર્વે પ્રદક્ષિણા કરે છે.)

કાશ્યપ : (વેદમન્ત્રથી આશિષ દે છે.)

૮. આ વેદીની ફરતા સ્થાનરોપ્યા,
ઇન્ધનપૂર્યા, દર્ભ ચોમેર વેર્યા,
હવિગન્ધોથી પાપનો નાશ કરતા,
પાવન કરજો સૌ ત્હને હોમઅગ્નિ.

પરિયાણ માંડો હાવાં. (નજર ફેરીને) ક્ય્હાં છે શાર્ંગરવાદિ ?

શિષ્યો : (પ્રવેશીને) ભગવન્ ! આ રહ્યા અમે.

કા : ભગિનીને ત્હમારી માર્ગ દાખવજો.

શા : આમ–આમ, ભગવતિ !

(સહુ ચાલે છે.)

કા : અરેરે ! અહો ! કને ઉભેલાં ઓ તપોવનતરુઓ !

૯. પાણી યે ન પીવા કરે પ્રથમ જે ત્હમને અપીધાં મૂકી,
ભૂષણઘેલી ય ચૂંટતી ન તમ જે સ્નેહે કરી પલ્લવો;
ને જેને, ફૂલ ફૂટતાં જ ત્હમને, પ્હેલ્લો થતો ઉત્સવ,
તે આ જાય શકુન્તલા પતિગૃહે, દ્યો સૌ રજા એહને.

(કોયલનો ટહુકો સાંભળ્યાનું નિરૂપીને)

૧૦. અનુમતિ દીધ આ શકુન્તલાને
        વનતરુ ને વનવાસી ભાંડુઓએ;
    કલરવ કરી કોકિલા સખીએ
        દીધ પ્રતિઉત્તર આ સમો સુહાતો.

(આકાશવાણી થાય છે)

૧૧. હો રમ્ય વાટ કમલિનીનીલાં સરોથી,
    હો વૃક્ષછાયથી કુંળા રવિરશ્મિતાપ;
    હો પદ્મની રજ થકી મૃદુ માર્ગરેણુ,
    શાન્તાનુકૂલ પવનો, શિવ હો જ પન્થ.

(સહુ વિસ્મય પામી કાન દે છે.)

ગૌ : લાડકી! ભાંડુ જન શી પ્રેમાળ તપોવનદેવીઓએ રજા દીધી ત્હેને જવાની. પ્રણામ કર ભગવતીઓને.

શ : (પ્રણામ કરી, ચાલીને, જનાન્તિકે) અલી પ્રિયંવદા! આર્યપુત્રની દર્શનોત્સુક છું; છતાં યે આશ્રમભૂમિ પરિત્યાગતાં મ્હારાં પગલાં દુઃખભારે આગળ ઉપડે છે.

પ્રિ : ન માત્ર તું જ તપોવનવિરહે વિહ્વળી છે. ત્હારા આવીપડયા વિયોગે તપોવનની યે કંઇ એવી જ સમવસ્થા દીસે છે.

૧૨. દર્ભકોળિયો મૃગીને પડિયો, મયૂરે નર્તન પરિત્યાગ્યાં;
        ખરતાં પાન પીળાં તે જાણે સારે અશ્રુ પુષ્પલતા.

શ : (સાંભરી આવ્યું) બાપુ! લતાબ્હેનડ વનચન્દ્રનીને જરા 'આવજો' કહી લઉં.

કા : જાણું છું ત્હારો–ત્હેનો સહોદરસ્નેહ. આ રહી જરા દક્ષિણે.

શ : (લતા કને જઈ આલિંગીને) વનચન્દ્રની! આંબા સંગે

છો, ત્હો યે મ્હને સ્હામી ભેટ આ લાગી લંબાવ્યા આ શાખાબાહુથી. આજના દિનથી દૂરવાસિની થઇશ ખરે ! ત્હારા થકી.

કા : ૧૩. નિર્ધારિયો પ્રથમ મ્હેં તુજ કાજ જેવો,
ત્હેવો પતિ તુજ સમોવડ પામી પુણ્યે;
આંબે જ આશ્રય લીધો નવજૂઇએ આ,
ત્હેની જ—ત્હારી ઉતરી મુજ નિત્યચિન્તા.

અંહીથી મારગડે વળો હાવાં.

શા : ( સખીઓને ) અલીઓ ! એને ત્હમારે બેને હાથે સોંપું છું.

સખીઓ : અને અમને કોને હાથે સોંપતી જા છ ?

( કહી આંસુ સારે છે. )

કા : અનસૂયા ! છોડો રડવાનું. ને ત્હમારે બન્નેએ તો ઠામ રાખવી જોઇએ શકુન્તલાને.

( સહુ ચાલે છે. )

શા : બાપુ ! આ પર્ણશાળા સૂધી જ સંચરતી ગર્ભંધીરી હરિણીના જ્યહારે સુખાળવા છેડા છૂટે ત્યહારે એ પ્રિય મ્હને કહાવવા નક્કી પાઠવજો કોઇકને ય તે.

કા : નહિં ભૂલું એ હું.

શા : ( ગતિભંગ નિરૂપીને ) ને કોણ ખરે ! વળગે છે આ મ્હારે પાલવછેડલે ?

( કહી પાછળ ફરે છે. )

કા : બાળ !

૧૪. ઈંગુદી તેલ મુખડે વ્રણ રૂઝવા ત્હેં
જેને સીંચ્યું હતું, કુશાગ્ર થકી વિંધાયે,

સામાની મુઠ્ઠી નીરી પુત્ર કરી ઉછેર્યો,
મૂકે ન એહ મૃગ આ મીઠી ! તુજ કેડો.

શા : બાળ ! સહવાસત્યાગતી મુજની પાછળ પાછળ કાં આવ છ ! જન્મ્યો ત્ય્હારથી તો જનની વિના જ ઉછર્યો છો. હાવાં યે મુજવિરહી ત્હારી બાપુ ચિન્તા ધરશે. તો પાછો વળ. ( કહી જતાં જતાં રડે છે. )

કા : ૧૫. ઉંચી પાંપણુાળી દગનો દગધર્મ રૂંધે,
એ અશ્રુમાળ પડતી અટકાવ ધૈર્યે;
( કારણ કે )
નીચા ઉંચા નવ લહ્યે ભૂમિભાગને આ
માર્ગે ખરે ! ચરણ તો લથડે છ ત્હારાં.

શા : ભગવન્ ! ' જલતીર સૂધી વ્હાલાંને વળાવવા જવું ' એમ શ્રુતિ કહે છે. તો આ સરોવરતીર. સન્દેશઆદેશ આપી અંહીથી પાછા વળવું ઘટે.

કા : તો ખરે ! આ ઉમ્બરાને ઘટાછાંયડે ઉભીએ.
( કહી ચાલીને ને ઉભીને )

કા : ( આત્મગત ) ને શો ખરે ! મહારાજ દુષ્યન્તને છાજતો સન્દેશો મ્હારે કહાવવો ? ( કહી ચિન્તવે છે. )

શા : ( જનાન્તિકે ) અલી ! જો. કમળપાનને માત્ર પટાન્તરે યે સહચરને ન પેખન્તી આતુર ચક્વાકી જલ્પી રહી છે કે ' ન કર્યાનું કરૂં છું હું ', ' ન કર્યાનું કરૂં છું હું '.

અ : સખિ ! એવું મા બોલ.
૧૬. એ યે વ્હાલા વિણુની શોકવધી રજની વિતવે વલખી;
ભારે ય વિરહદુઃખો સહન કરાવે એક આશાબન્ધ.

કા : શાર્ગંરવ ! આમ ત્હારે મ્હારી વતી તે રાજવીને શકુન્તલા સોંપીને કહેવું—

શા : આજ્ઞા કરો, ભગવાન !

કા : ૧૭. ન્હ્હાળી સંયમરંક આ અમ ભણી, પોતાનું ઉંચું કુલે,
ને સ્હેજે-વણુવાળી કોની-તમ શું ઢળતી પ્રીતિ એહની,
ઘટતા ગૌરવથી જ પત્ની ભણી આ આપે જ જોવું ઘટે;
ભાગ્યાધીન પછીનું, હોય નવ તે બોલ્યું વધૂભાંડુએ.

શા : ઝીલ્યો સન્દેશો.

કા : વત્સે ! ત્હને હવે શીખ દેવાની રહી. અરણ્યવાસી છતાં યે સંસારજાણુણહાર છીએ અમે.

શા : બુદ્ધિમન્તોને તો ખરે ! કોઇ યે વિષય એમનો નથી એમ નહીં.

કા : ને અહીંથી સાસરવેલને પામ્યે

૧૮. સેવા કરી વડિલોની તું પ્રિય સખી થાજે સપત્નીની સૌ,
સ્વામીના તરછોડવે ય નવ તું રોષે વિરૂદ્ધે જતી;
નોકરને અતિ દાખજે સુજનતા, ફૂલતી સુભાગ્યે ન તુંઃ
એ વિધ લે ગૃહિણીનું પદ યુવતિઓ, છે શાપ કુલનો બીજી.
અથવા ગૌતમી શું ધારે છે ?

ગૌ : એવો જ હોય વહુવારૂઓને તો ઉપદેશ. દીકરી ! એ ખરે ! બધું યે હૈયે ધરજે.

કા : વત્સે ! ભેટી લે મ્હને ને સખીજનને.

શ : તાત ! અહીંથી જ શું પ્રિયંવદા ને અનસૂયા સખીઓ પાછી વળશે ?

કા : વત્સે ! એમને ય છે વરાવવાની. ન ઘટે એથી એમને ત્ય્હાં સાથે જવું. ગૌતમી આવશે ત્હારી સંગાથે.

**શ** : ( પિતાને ભેટીને ) કેવી રીતે હાવાં તાતખોળેથી ખરી પડેલી, મલયાદ્રિતટથી સમૂળી ઉખડેલી ચન્દનલતા શી, હું પારકે દેશ જીવન નિભાવીશ ?

**કા** : વત્સે ! કાં આવડી ભીરૂ થા છ ?

૧૯. ભર્યા ઘરના પતિના ઉત્કૃષ્ટ ચ્હડી ગૃહિણીપદે,
વિપુલવિભવી ત્હેના કાર્યે પ્રતિક્ષણ ગૂંથઇને,
પ્રસર્વ, રવિ શો પ્રાચીખોળે, સપૂત જ પાવન,
મુજ વિરહનો વત્સે ! લેશે ન શોક લહીશ તું.

( શકુન્તલા પિતાના પગમાં પડે છે. )

**કા** : મ્હારી શુભેચ્છાઓ ફળજો ત્હને.

**શ** : ( સખીઓ કને જઈને ) અલીઓ ! બન્ને ય મ્હને સંગાથે જ ભેટો.

**સખીઓ** : ( તેમ કરીને ) સખિ ! જરા ય જો તે રાજવી ફરી સંભારવે થાંથા થાય, તો ત્હેમને આ ત્હેમનું જ નામકોતરી વીંટી દાખવજે.

**શ** : એ સન્દેહે જ ત્હમારે કમ્પારી છૂટે છે મ્હને.

**સ** : મા બ્હીતી. અતિસ્નેહ જ શંકાનું મૂળ.

**શા** : બીજે પહોરે ચ્હડયા સૂર્યદેવ. સાંતરાં થાવ હવે.

**શ** : ( આશ્રમ ભણી મુખ માંડી ઉભીને ) તાત ! કય્હારે હવે ફરીથી તપોવનને પેખીશ હું ?

**કા** : સાંભળ.

૨૦. ચોખંડમંડલની દીર્ઘ થઈ સપત્ની,
દુષ્યન્તપુત્ર નિઃશત્રુપદે ય સ્થાપી,
ત્હેને જ સોંપી કુલભાર, પતિની સંગે
પગલાં પછી તું કરજે શિવ આશ્રમે આ.

ગૌ : લાડકી ! જવાની વેળા વીતે છે. પાછા વાળ બાપુને; નહીં તો કચ્હાંઈ યે લગી વળી વળીને એનું એ જ બોલશે.—પાછા વળો, મ્હારાજ !

કા : વત્સે ! કંઇક રોધાય છે તપનું અનુષ્ઠાન.

શા : ( ફરીથી પિતાને આલિંગીને ) તપશ્ચર્યોપીડેલું છે તાતનું આ શરીર. તો લેશે મા કરશો મુજ ચિન્તા.

કા : ( નિશ્વાસ નાંખીને )

૨૧. પર્ણકુટીને દ્વારે ઉગ્યા, પૂર્વના તુજ પૂર્યાં, બાલે !
નીવારબલિ નિરખીને શમશે મ્હારો શી વિધ સન્તાપ ?

જા; કલ્યાણકારી હો ત્હારા માર્ગ.

( શકુન્તલા ને સંગાથીઓ જાય છે .)

સ : ( શકુન્તલાની પાછળ નિહાળી રહીને ) હા ધિક્ક ! હા ધિક્ક ! અન્તર્ધાન થઈ ગઇ શકુન્તલા વનરાજીમાં.

કા : ( નિશ્વાસ નાંખીને ) અનસૂયા ! જતી રહી ત્હમારી સહચરી. શોકને વારીને મુજ જતાની પાછળ પાછળ આવો.

બન્ને : બાપુ ! શકુન્તલાવિરહે સૂનાં શાં તપોવને કેમ રહેવાશે ?

કા : સ્નેહનાં ઉભરા એવું જ દાખવે. ( વિચાર કરતા કરતાં, ચાલીને ) હાશ. અહો ! શકુન્તલાને સાસરિયે વળાવીને હાવાં હું તો જાણે નિરાંત પામ્યો. કાં કે

૨૨. કન્યા ખરે ! છે ધન પારકાનું;
એને વળાવી પતિઘેર આજ,
પ્રસન્ન ભારે મુજ અન્તરાત્મા
થયો, દીધે થાપણ પાછી જેમ.

( કહી સર્વે જાય છે. )



# અંક પાંચમો

( પછી પ્રવેશે છે આસનવિરાજ્યા રાજવી ને વિદૂષક. )

વિદૂષકઃ ( કાન દઇને ) અહો મિત્ર ! સંગીતશાળા ભણી ધ્યાન દેશો જરા ? ગીતના શુદ્ધ કલબોલના સ્વરાલાપ સંભળાય છે. ધારૂં છું કે દેવી હંસપદિકા સુર ઘૂંટવાનું કરતાં હશે.

રાજાઃ મુંગો થા, તો સાંભળું જરા.

( આકાશમાં ગાય છે. )

૧. નવનવ રસના રસિયા ! માણી વર્જ્યો એમ આમ્રમંજરી તું;
કમળે છેક હવાં જઇ વસ્યો મધુપ ! કાં ? વિસર્યો શું એને?

રાજાઃ અહો ! શું રાગઉભરાતું સંગીત !

વિઃ શું ? જરા ગીતનો સ્હમજ્યા અક્ષરાર્થ ?

રાજાઃ ( સ્મિત કરીને ) એક વાર પ્રણયપાત્ર હતી એ. અને આ એનો દેવી વસુમતી વિશેનો મ્હને ઠપકો સ્હમજું છું. સખે માધવ્ય ! મ્હારાં વેણુથી હંસપદિકાને કહે કે ચાતુરીથી ઠપકાર્યો છે મ્હને.

વિઃ જેવી મહારાજની આજ્ઞા. ( ઉઠીને ) અને અહો મિત્ર ! પારકે હાથે ત્હેમણે શિખાથી પકડાવાયેલા, અપ્સરાઓથી ઠોકાતા સંન્યાસી સમા, મ્હારે નહીં રહે પછી છૂટવા-આરો, હો !

રાજાઃ જા, નાગરિકની ચતુરાઇથી સન્દેશો દેજે એમને.

વિઃ શી આ દશા ?

( કહી જાય છે. )

રાજા: ( આત્મગત ) કેમ કંઈ ખરે ! એ વિધના અર્થનું ગીત કાને પડચે વ્હાલાંના વિરહ વિના ય તે અતિશે તનમનાટ થાય છે મ્હને ? અથવા

૨. રમ્યો નિહાળી, મધુરાં સુણી કાંઇ શબ્દો,
આતુર થાય જગનાં સુખિયાં ય પ્રાણી;
સાચે ! પછી મન સ્મરે છ, અજાણતાં યે,
હૈયે જડેલ જનમાન્તરનાં ય વ્હાલાં.

( કહી બ્હેબાકળો બેસે છે. )

( પછી પ્રવેશે છે કંચુકી. )

કંચુકી: અરે ! કંઇ ખરે ! આવડી દશામાં આવી પડયો છું હું !

૩. આચાર માત્ર ગણીને કંઈ મ્હેં લીધી’તી
અન્તઃપુરે નૃપતિને છડી વેત્રની જે,
વીત્યે બહુ વરસ તે થઇ આજ મ્હારે
ચાલ્યાની વેળ ધ્રૂજતાં અવલંબરૂપ.

–અને ખરૂં છે કે ધર્મકાર્ય ને દેવકાર્ય અણુઆટોપ્યાં ન રખાય. ત્હો યે હમણાં જ ધર્માસનેથી ઉઠેલા આ રાજવીને વળી પજવણી કરતા કણ્વશિષ્યોનું આગમન નિવેદન કરવા ઉત્સાહ નથી થતો મ્હને. અથવા વિશ્રાન્તિવિહોણો જ છે શું આ લોકતન્ત્રનો અધિકાર ? કેમકે

૪. ઘોડા રવિના જ અખંડ જોડયા,
અને અહોરાત્ર જ વાયુ વાય;
સદા ય ધારે ભૂમિભાર શેષઃ
ષષ્ટાંશભાગી નૃપધર્મ તે જ.

ત્‍્હારે તો સોંપ્યું કરવાનું જ મ્હારે. ( ચાલીને ને અવલોકીને) આ રહ્યા દેવ.

૫. પ્રજા પ્રજા નિજ સમી નિયન્ત્રી
એકાન્ત થાકયા મનના ભજે તે;
દિને ઘૂમાવી ગજયૂથ શું કો
શીળા સ્થળે સૂર્યસીઝયો ગજેન્દ્ર.

( કને જઇને ) જય હો—જય હો દેવનો. એ તો હિમગિરિની તળેટીના અરણ્યવાસી કો તપસ્વીઓ મહર્ષિ કાશ્યપનો સન્દેશ લેઇને સ્ત્રીઓ સંગાથે પધાર્યા છે. સાંભળીને પ્રમાણિયે દેવ.

રાજા: ( આદરથી ) શું ? કાશ્યપનો સન્દેશો લેઇને ?

કું: જી હા.

રાજા: ત્‍્હારે તો ખરે ! મ્હારા વેણુથી વિનતિ કરો ઉપાધ્યાય સોમરાતને કે એ આશ્રમવાસીઓને વેદવિધિથી સત્કારીને પોતે જ અંહી તેડી લાવે. હું યે અંહી તપસ્વીદર્શનને કાજ ઉચિત પ્રદેશે વાટ જોતો બેઠો છું.

કું: જેવી દેવની આજ્ઞા. ( કહી જાય છે. )

રાજા: ( ઉઠીને ) છડીધારિણી ! યજ્ઞશાળાનો માર્ગ દાખવ.

પ્રતિહારિણી : આમ, દેવ ! આમ.

રાજા: ( ચાલે છે. અધિકારનો થાક દાખવીને ) પ્રાર્થ્યા મનોરથ પામ્યે સર્વે યે સુખી થાય છે પ્રાણી. પણ રાજાને તો મનોરથસિદ્ધિ છે દુઃખવધારનારિણી.

૬. ઉત્સાહ માત્ર ઉગતો શમવે પ્રતિષ્ઠા,
કાઠે મળ્યાની પરિપાલનવૃત્તિ ભારે;

નિજ હાથ દંડ ધરિયેલ જ છત્ર પેરે,
ના થાકને શમવવા, શ્રમ કાજ, રાજ્ય.

( નેપથ્યમાં )

વૈતાલિકો: વિજય હો દેવનો.

પ્રથમ વૈતાલિક: ૭. નિજ સુખ નવ વાંછો,લોક કાજે ઝુઝો છો,
પ્રતિ દિવસ ત્હમારી વૃત્તિ એ રીતની જ;
નિજ શિર ઝીલી પોતે વૃક્ષ તો તીવ્ર તાપ
શમવતું પરિતાપો છાંયથી આશ્રિતોના.

બીજો વૈતાલિક: ૮. વિપથ વિચરતાને વારતા દંડ ધારી,
કલહ શમવી સૌના રક્ષણાર્થે જ જન્મ્યા;
અતુલ વિભવથી છે નામના જાણીતાંમાં,
તમ મંહી સહુ શામે બન્ધુકૃત્યો પ્રજાનાં.

રાજા: આ તો ખિન્ન મનનો યે હું જાણે નવો સરજાયો !

( કહી ફરે છે. )

પ્ર: આ, તાજા ધોવાણથી શોભીતો, કને હોમધેનુ બાંધ્યો યજ્ઞશાળાનો ઓટલો. ચ્હડિયે, દેવ !

રાજા: ( ચ્હડી પરિજનથી વીંટળાઇ બેસે છે. ) છડીધારિણી ! શા ઉદ્દેશથી ભગવાન કાશ્યપે મુજ કને ઋષિઓને પાઠવ્યા હશે ?

૯. હા ! શું તે વ્રતિયાં–મહાતપસીનાં વિઘ્ને બ્હિલાયાં તપ ?
ધર્મારણ્યરમન્ત પ્રાણી પ્રતિ શું કીધું કૂડું કોઈએ ?
અથવા કો મુજ પાપથી અટકિયું વેલીનું શું ફાલવું ?
એવા તર્કવિતર્કડૂબ્યું મન આ શંકાથી છે વિહ્વળું.

પ્ર: સુચરિતે આનન્દતા ઋષિજનો દેવને અભિનન્દવા પધાર્યા હોય એમ ધારૂં છું.

( પછી પ્રવેશે છે ગૌતમી સંગાથે શકુન્તલા, ને ત્હેમની પાછળ મુનિઓ; અને ત્હેમની યે પાછળ કંચુકી ને પુરોહીત )

કં : આમ પધારિયે આપ.

શાર્ઙ્ગરવ: શારદ્વત !

૧૦. મહાભાગી લેશે નરપતિ ન માઝા ઉલટતા;
ન કો વર્ણોમાં કો વિપથ વિચરે—કો ન અધમે;
તથાપિ આ મ્હારૂં મન સતત એકાન્ત ભજતું
હવેલી આ માને જનભરી ય વહ્નિવીંટી સમી.

શારદ્વત: અસ્થાને નથી ત્હમને પુર પ્રવેશવે એવું થવું. હું ય તે

૧૧. ન્હાયો તેલભીનાને, શુદ્ધ અશુદ્ધ જ, જાગ્યો ઉંઘ્યાને,
મુક્ત જેમ બાંધ્યાને,ત્યમસુખસંગી જન લહું છું અંહીનાં.

શકુન્તલા: ( અપશુકન થયાનું દાખવીને ) અહો ! કેમ મ્હારી જમણી આંખડી ફરકે છે

ગૌતમી: બાળા ! જજો ત્હારૂં અમંગળ સૌ. ભર્તાના કુલદેવતા ત્હારૂં કલ્યાણ કરો.

( કહી ચાલે છે. )

પુરોહિત: ( રાજાને દાખવીને ) અહો તપસ્વીઓ ! પેલા મહારાજ, વર્ણાશ્રમના રક્ષણહાર. પહેલેથી જ સિંહાસન છાંડી આપની વાટ જૂવે છે. મળો એમને.

શાર્ઙ્ગ: અહો મહાબ્રાહ્મણ ! ખરે ! એ અભિનન્દનીય છે; તથાપિ અમે આમાં તટસ્થ છીએ. કારણ કે

૧૨. તરુવરો નમ્ર બને ફૂળો ફૂળ્યે,
નવાં જળોથી નમતો ઘણું ઘન;

ફૂલાય ના સત્પુરુષો સમૃદ્ધિથી;
સ્વભાવ છે એ જ પરોપકારીનો.

પ્રઃ દેવ ! પ્રસન્નમુદ્રાવાળા ને પ્રસન્નવર્ણા દીસે છે એ. ધારૂં છું કે સૌમ્ય કાર્યે પધાર્યા છે ઋષિજનો.

રાજાઃ ( શકુન્તલાને દેખીને ) ને આ દેવી !

૧૩. કો બૂરખાવન્તી આ ? નથી ખીલી અતિ કાન્તિ સલૂણીની;
તપોધનોની મધ્યે, પીળાં પાન વચ્ચેની કુંપળ સમી ?

પ્રઃ દેવ ! કુતૂહલવીજનો પ્રેર્યો યે મ્હારો તર્ક નથી વધતો આગળ. ને ખરે ! દર્શનીય તો વળી લાગે છે જ એની મૂર્તિ.

રાજાઃ હશે. ન હેરાય પરસ્ત્રીને.

શાઃ ( હૈયે હાથ મૂકીને, આત્મગત ) હૈયા ! આવડું કમ્પે છે કેમ ? આર્યપુત્રનો ભાવ અવધારીને જરા ધીરૂં થા.

પુઃ ( આગળ જઇને ) આ વિધિવત્ પૂજેલા તપસ્વીઓ. કાંઈક એમના ગુરુજીનો સન્દેશ છે. દેવે તે સાંભળવો ઘટે.

રાજાઃ સાવધાન છું.

ઋષિઓઃ ( હસ્તો ઉંચા કરીને ) વિજય હો રાજવીનો.

રાજાઃ સહુને અભિવન્દું છું.

ઋઃ મનકામના ફળજો સદા.

રાજાઃ તપમાં તો નિર્વિઘ્ન છો ને મુનિજનો ?

ઋઃ ૧૪. ધર્મકાર્યે વિઘ્ન શાં, જ્યહાં ત્હમે રક્ષણહાર છો ?
તપન્તાં ભાસ્કર ક્યહાંથી આવિર્ભાવ તમસ્ તણો ?

રાજાઃ તો સાર્થક થયું મુજ રાજપદ. અને લોકકલ્યાણને કાજે ભગવાન કાશ્યપ તો કુશળ છે ને ?

ઋઙઃ ક્ષેમકુશળ તો સિદ્ધિમન્તોને સ્વાધીન જ હોય. એ આપનું આરોગ્ય પૂછીને આમ કહાવે છેઃ—

રાજા : શી આજ્ઞા છે ભગવાનની ?

શા : કે ' પરસ્પર મળ્યાં ત્ય્હારથી જ મ્હારી આ દુહિતાને આપે સ્વીકારી, ત્હેની મ્હેં સપ્રેમ અનુમતિ દીધી છે. કાં કે

૧૫. છો જી અમારે મન મેર પૂજ્યમાં,
શકુન્તલા પુણ્ય જ મૂર્તિમન્ત છે;
મેળાવી એ સમગુણનાં વધૂવર
લાંબે સમે યે વિધિ ગાળથી બચ્યો.

તો હાવાં આ ગર્ભવન્તીને સ્વીકારો સહધર્માચરણને કાજ : ' એમ કહાવ્યું છે.

ગૌ : આર્ય ! કંઇકે કહેવાનું મન થાય છે; જો કે મ્હારે બોલવાનો અવસર નથી આ. કેમકે

૧૬. ન વડિલને પૂછ્યું એણે, નહીં ત્હમે યે પૂછ્યું બન્ધુજનને;
એકલડાંએ કર્યું, તો ભાખું શું હું એ એકલડાં ત્હમને ?

શ : ( આત્મગત ) આર્યપુત્ર હવે શું ભાખશે ?

રાજા : આ શું જોડી કહાડયું છે ?

શ : ( આત્મગત ) અગ્નિ જ છે ખરે ! ' જોડી કહાડવા ' નું વેણ તો.

શા : કેમ એમ કંઈ ? આપ તો સઘળી યે લોકરીતના પારંગત છો.

૧૭. સતી ય રૂહે મહિયરને જ આશરે,
—જો સ્વામી હો તો—જન અન્યથા લહે.

વ્હાલી–અંવ્હાલી પરણ્યા શું એથી તો
પ્રમદા રહે, એહવું ભાંડુ ઇચ્છતાં.

રાજા : શું આ દેવીને પૂર્વે હું પરણ્યો છું ?

શા : ( ખેદથી આત્મગત ) હૈયા ! આવી પડી ત્હારી આશંકા.

શા : ૧૮. ક્રોધનો આ શું અભાવો ?
ધર્મવિમુખતા ? કર્યાની શી અવજ્ઞા ?

રા : અસત્ય–કલ્પનાજન્ય એ પ્રશ્ન જ ક્ય્હાંથી ?

શા : વાધે ખરે ! વિકારો
પ્રાયઃ સંપદમદોન્મત્ત જનને.

રા : વધુ પડતું મ્હારે માથે નાંખો છો.

ગૌ : બાળે ! ઘડીક લજવાતી મા. ઉતારૂં છું જરા બૂરખો ત્હારો; એટલે ત્હને ભર્તા ઓળખે.

( કહી કહ્યા પ્રમાણે કરે છે. )

રા : ( શકુન્તલાને નિહાળીને, આત્મગત )

૧૯. વિમળ રૂપની મૂર્તિ આમ સ્હેજે મળી આ,
પ્રથમ પરિગૃહી'તી., વા ન ? અણુનિર્ણયે એ
નવ હું શકું જ માણી, ના હું ત્યાગી શકું યે;
ભ્રમર જયમ પ્રભાતે મોગરો ઓસભરિયો.

( કહી વિચારતા બેસે છે. )

પ્ર : અહો ! ધન્ય છે ધર્મપીપાસુ મહારાજને. આવડું કઇ રૂપ સુખે આવી મળ્યું પેખી બીજો કો વિચારવા થંભે ?

શા : અહો રાજવી ! કાં આમ મૌન બેઠા ?

શા : અહો તપોધનો ! ચિન્તવતાં છતાં યે નથી ખરે ! આ દેવીને સ્વીકાર્યાનું સાંભરતું. તો કેમ આ સીમન્તિનીનાં લક્ષણ દાખવતીને નિજને ક્ષેત્રી જ માત્ર ગણાવાને અંગીકારૂં હું ?

શ : ( મ્હોં મરડીને ) આર્યને તો પરણ્યાનો જ સન્દેહ છે. તો ક્ય્હાં હવાં મ્હારી આઘેની અધીરી આશાઓ ?

શા : મા અંગિકારશો. ભલે.

૨૦. અનુમોદી જેણે બલમર્દી પુત્રી,
લેશે શું તે તમ અપમાન યોગ્ય ?
સ્વીકારવા પાત્ર ગણ્યા જ જેણે-
જયમ દસ્યુને દે ધન કો સ્વહસ્તે.

શાર : શાર્ગરવ ! વિરમ તું હવે. શકુન્તલા ! કહેવાનું કહ્યું અમે તો. ને આ મહારાજે યે કહ્યું. દે એમને હવે પ્રતીતિઆણતો પ્રતિઉત્તર.

શ : ( મ્હોં મરડીને ) આવડો દશાપલટો પામ્યા પછી એવડા અનુરાગને સ્મરાવ્યે યે શું ? પોતાને જ હાવાં મ્હારે શોચવાની, એવું નિર્માણ લાગે છે. ( પ્રકાશ ) આર્યપુત્ર !–( એમ અડધુંક બોલીને ) પરણ્યાની જ હાવાં શંકા પડયે નથી એ કહેવું યોગ્ય મ્હારે. પૌરવરાજ ! ઘટે છે લેશે ય આપને આમ પહેલાં આશ્રમભૂમિમાં સ્વભાવે જ મુગ્ધ હૈયાળી મુજને સન્કેતટાણે કોલથી છેતરી અત્ય્હારે આવઆવડા બોલે નકારવાનું ?

રા : ( કાન ઢાંકીને ) શાન્તિ હો પાપની.

૨૧. કુળને કરી રજમેલું, કેમ મથે આ મ્હને પતિત કરવા ?
તટ ઘસતી જયમ સરિતા પ્રસન્ન જલને, ને તટતરુને યે.

શ઼ા : ભલે. જો પરમાર્થભાવે પરપરિગ્રહની શંકાથી આપ આમ વર્તતા હો તો આ સંભારણાથી આપની શંકા નિવારૂં છું હું.

રા : ઉમદા ધારણા એ.

શ઼ા : ( વીંટીસ્થાન પરસીને ) હા ધિક્ક ! હા ધિક્ક ! મૂદ્રિકાસૂની છે મ્હારી આંગળી. ( કહી ખેદવન્તી ગૌતમીને નિહાળી રહે છે. )

ગૌ : ખરેખર ! ઈન્દ્રઆરે ઉતરતાં વચ્ચે શચીતીર્થનાં જળમાં વન્દન વન્દતાં પડી ગઇ ત્હારી મૂદ્રિકા.

રા : ( સ્મિત કરીને ) આ તો ' સ્ત્રી જાતની તત્કાલિણી બુદ્ધિ ' કહેવાય છે એ જ છે ને ?

શ઼ા : આમાં તો જરા વિધાતાએ પ્રકાશ્યું પ્રભુત્વ. બીજું આપને ભાખીશ.

રા : સાંભળવા સજ્જ છું હવાં.

શ઼ા : અને એક કોઈ દિવસે નવજૂઇના માંડવડે કમલ-પાનના પડિયાભર્યું પાણી હાથમાં લેઈને આપ બેઠા હતા.

રા : સાંભળ્યું એટલું.

શ઼ા : તે જ ક્ષણે એ મ્હારો પુત્રમાન્યો દીર્ઘાપાંગ નામનો મૃગબાળકો આવી ચ્હડ્યો. ' તું આ જરા પ્હેલ્લું પી ' એમ કહી અનુકમ્પાળા આપે પાણી ભણી એને લલચાવ્યો. પણ પરિચયઅજાણ્યો તે હાથ ન આવ્યો આપને. પછી ત્હેને મ્હેં પકડ્યે એ પાણી શું એણે પ્રીત કીધી. ત્ય્હારે આપ એમ હસ્યા કે ' ત્હમે બન્ને યે અરણ્યવાસી છો.

શા : આવી મૂળથી જ સ્વાર્થસિદ્ધિની અસત્યમય વાણુ-
સ્રીઠપથી વિષયી જનો જ છેતરાય.

ગૌ : મહાભાગ ! નથી ઘટતું એવડું બોલવું આપને. તપોવનઉછરેલી આ બાળકી અજાણી જ છે છેતરવાની રમતની.

શા : વૃદ્ધ તપસ્વિની !

૨૨. વણુશીખવી નિપુણુતા અણુમાનુષી યે
સ્ત્રીમાં દીસે, પછી શું બુદ્ધિવતીનું કહેવું ?
આભે ઊડયા પ્રથમથી નિજ બાલસંઘ
સેવાવતી ઈતર પંખીથી કોકિલા તો.

શા : ( રોષથી ) હે અનાર્ય ! પોતાના હૈયા પેઠે જ પેખો છો સૌને. બીજો કોણુ અત્યહારે ધર્મનો અંચળો ઓઢેલો, તૃણુછાયા કૂવા જેવો, આપ સમોવડ શોધ્યો ક્યહાં સાંપડશે ?

રા : ( આત્મગત ) મ્હારી બુદ્ધિમાં યે સન્દેહ નાંખતો, અણુઆડંબરી શો, લાગે છે એનો કોપ. એમ જ. એના

૨૩. હા ! કારમી ઉરની વિસ્મૃતિવૃત્તિથી જ
છાના મળ્યા પ્રણુયને નવ ઓળખ્યો મ્હેં;
ભાગ્યે ફૂઠી ભ્રુકુટિ આ રુધિરાક્ષિણીએ
ભાગ્યું જ ચાપ સ્મરનું ચમકન્તું જાણે !

( જાહેર )

કલ્યાણિ ! વિખ્યાત છે દુષ્યન્તનું ચરિત્ર. છતાં યે આ લક્ષે નથી આવતું.

શા : ઠીક જ આમ સ્વચ્છન્દચારિણી કીધી મ્હને; કે હું પુરુવંશના વિશ્વાસે મુખે મધ ને હૈયે ઝેરાળા આમના હાથમાં પડી. ( કહી પાલવછેડલે મુખ ઢાંકી રડે છે. )

શા : એમ જ પોતાની ચતુરાઇ પોતાને બાળે છે.

૨૪. માટે પારખી કરવી મૈત્રી, ખાસ કરી છૂપી;
અજાણ્યે ઉરને આમ થાય છે પ્રીત વૈરિણી.

રા: અરે ! અહો ! કાં આ દેવીના જ એક વિશ્વાસે મ્હને દોષવરસતા શબ્દબાણે વીંધો છો ?

શા : ( ઝેરથી ) સુણ્યું છે આપે હજી અડધેરૂંક જ.

૨૫. જે જન્મથી શાઠય ભણ્યું નથી જ,
હા ! બોલવું તેહનું અપ્રમાણ;
વિદ્યા શી જે છેતરપીંડી જાણે,
મનાય છે તે જન સત્યવક્તા.

રા: ઓ સત્યવાદી ! સ્હમજ્યો હું એ બધું ય તે. ને શું વળી આમને છેતરવે મળે એમ છે ?

શા: વિનિપાત.

રા : વિનિપાતને પૌરવો ન્હોતરે છે એમ માનતો નથી હું.

શા૨ : શાર્ગંરવ ! પ્રશ્નોત્તરથી શું વળશે ? ગુરુનો સન્દેશ દીધો; પાછા વળી જઇએ આપણે.

( રાજાને )

૨૬. એ જ આ આપની કાન્તા, તજો એને–જ–વા ગ્રહો;
માન્યું છે પત્ની પર તો સ્વામીત્વ સર્વ રીતનું.

ગૌતમી ! આગળ થાવ.

( કહી જવા માંડે છે )

શા : કાં ? આ ઠગારાએ તો ઠગી; ત્હમે ય મ્હને પરિ-
ત્યાગશો ?

( કહી પાછળ જાય છે. )

ગૌ: ( ઉભી રહીને ) વત્સ શાર્ઙ્ગરવ ! આપણી પાછળ જ
આવે છે આ કરુણરડતી શકુન્તલા. નઠોર ભર્તાએ
નકાર્યે શું બીજું કરે મ્હારી બાળકી ?

શા : ( રોષથી પાછા વળીને ) કાં ? ઉછાંછળી ! સ્વતન્ત્રતા
ધારે છે કે ?

( શકુન્તલા બ્હીકથી ધ્રૂજે છે. )

શા : શકુન્તલા !

૨૭. ભૂપ ભણે કદી ત્હેવી તું હોય જો,
કુળઉઠી પછી કોણ તું તાતને ?
ગણુતી હો વ્રત નિર્મળ ત્હારૂં, તો
પતિકુલે તુજ દાસ્ય ય છે ભલું.

રહે. અમે જઇએ છીએ.

રા : અહો તપસ્વીઓ ! કાં એમને છેતરો છો ?

૨૮. ચન્દ્ર એક પોયણુને, સૂર્ય ખિલાવે કમળને જ એક;
પરસ્ત્રીને અડવે ચે સંયમશીલની ઉદાસી જ વૃત્તિ.

શા : જો પૂર્વબન્યું અન્યસંગતમાં આપ વિસર્યા, તો આપને
કઈ વિધે અધર્મભીરૂ કહેવા ?

રા : આપને જ ત્યહારે આમાં ભારે–હળવાનું પૂછું છું.

૨૯ મોહ્યો હું એહમાં ! કે તે જૂઠું કૂહે ? એહ સંશયે
થાઉં હું પત્નીત્યાગી ? કે પરસ્ત્રીસ્પર્શપાપિયો ?

પુ : ( વિચારીને ) જો એમ છે, તો આમ કરો.

રા : આજ્ઞા કીજિયે મ્હને, કુલગુરુ !

પુ : દેવી જરા પ્રસવ સૂધી અમારે ત્યહાં રહે. ‘ આમ કેમ

કહો છો ?' એવું પૂછો તોઃ આપને ઋષિજને પૂર્વે જ ભાખેલું છે કે પ્હેલ્લો જ પુત્ર ચક્રવર્તી જન્મશે. તો જો એ મુનિદૌહિત્ર તે લક્ષણવન્તો જન્મે તો અભિનન્દીને આમને અન્તઃપુરે પ્રવેશાવવાં; નહિ તો પિતાને ઘેર એમને પાછાં પાઠવવાં: એ જ મારગ છે.

રા : જેમ ગુરુજીને રુચે તેમ.

પુ : વત્સા ! મ્હારી સાથે ચાલ.

શ : ભગવતી ધરતીમાતા ! ફાટો, ને મારગ દ્યો મ્હને.

(એમ રોતી રોતી જવા નીકળે છે, ને પુરોહિત ને તપસ્વીઓ સંગાથે જાય છે.

શાપ ઘેરી સ્મૃતિવન્તો રાજા શકુન્તલામાં તલ્લીન ચિન્તનડૂબ્યો રહે છે.)

(નેપથ્યમાં)

આશ્ચર્ય ! આશ્ચર્ય !

રા : (કાને પડતાં) વળી શું થયું એ ?

(પ્રવેશાને)

પુ : (વિસ્મયથી) દેવ ! અદ્ભુત જ ખરે ! બન્યું.

રા : એવુંક શું ?

પુ : દેવ ! કણ્વશિષ્યોથી વિંટળાયેલી

૩૦ તે નિન્દન્તી નિજનું ભાગ્ય બાલા
હાથ ઉછાળી લાગી આક્રન્દવાને;

રા : ને પછી ?

પુ : સ્ત્રીમૂર્તિ શું અપ્સરાતીર્થતટનું
ચાલ્યું એને એક જ્યોતિ ઉપાડી.

(સર્વે વિસ્મય દાખવે છે.)

રા : ભગવાન ! પ્રથમથી જ એને મ્હેં તો નકારી જ છે ને ? વૃથા તર્કથી હવે શું વળવાનું ? આપ જરા વિશ્રામ લ્યો.

પુ : (વિચારીને) વિજય હો ! (કહીને જાય છે.)

રા : છડીધારિણી ! વિહ્વળ છું હું. શયનમાળનો મારગ દાખવ.

પ્ર : આમ—આમ, દેવ ! (કહીને જાય છે.)

રા : ૩૧. ન સાંભરે લેશે એ
નકારી મુનિપુત્રીને સ્વીકાર્યાનું;
ઉંડું ડંખતું ત્હો યે
જાણે પૂરે પ્રતીતિ મુજ હૈયું.

(એમ સર્વે યે જાય છે.)



# પ્રવેશક

(પછી પ્રવેશે છે શહેરકોટવાળ રાજસાળો ને અવળે હાથ બાંધેલ એક જણને લેઇને બે રક્ષકો.)

**રક્ષકો :** (પુરુષને પ્રહારીને) અરે ચોર! કહે; ક્‌હાંથી ત્‍હેં આ મણિબન્ધમાંડયા નામઆલેખી રાજમુદ્રિકા ચોરી આણી?

**પુરુષ :** (ભય દાખવીને) કૃપા રાખો, મહેરબાન! નથી હું એવું કરવાવાળો.

**પહેલો રક્ષક :** શું? શોભીતો બ્રાહ્મણ માનીને રાજેન્દ્રે દાન દીધી છે ત્‍હારે?

**પુ :** તો સાંભળો હવે. હું ઇન્દ્રઆરામાંનો રહેવાસી માછી છું.

**બીજો રક્ષક :** ભીંતફોડા! શું મ્હેં જાત પૂછી ત્‍હારી?

**રાજસાળો :** સૂચક! કહેવા દો સહુ અનુક્રમે; મા એને વચમાં આંતરો.

**બન્ને રક્ષકો :** જેવી મહેરબાનની આજ્ઞા. કહે.

**પુ :** જાળ ગલ વિગેરેથી માંછલાં પકડી હું કુટુંબનિભાવ કરૂં છું.

**રા :** (હસીને) ચોક્‌ખો જ છે સ્તો એ રોજગાર.

**પુ :** સ્વામી! એમ મા ભાખો.

> ૧. કહિ નિન્દિત ત્‍હો ય જન્મસંગી,
> ન ખરે! કર્મ વિવર્જવા સમું તે;
> પશુનો વધ ઘોર કર્મ, ત્‍હો યે
> અનુકમ્પાકુમળો જ હોય શ્રોત્રી.

**રા :** પછી?—પછી?

**પુ :** એક કો દિવસે લાલ માછલીના કટકા હું કરતો 'તો

ત્ય્હાં ત્હેના પેટાળમાં આ રત્નઝબકતી વીંટી દીઠી. પછી હું એને વેચવાને બતાવતો'તો, ત્ય્હાં પકડયો મ્હેરબાને. મારો કે મૂકોઃ આ એના સાંપડયાની વાત.

રા : જાનુક! માંસગન્ધાતો, મધ્ઘર ખાનારો, નિશ્ચે, આ માછીમાર જ છે. વીંટી જડયાની એની વાત વિચાર્યો સરખી છે. રાજમહેલે જ જઇએ.

૨ : એમ જ. ચાલ, અરે ગાંઠછેદનારા!

( સર્વે ચાલે છે. )

રા : સૂચક! આ દેવડીને દરવાજે ઝોકાં ખાધા વિના જોજે; ત્ય્હાં હું આ વીંટી કેમ જડી તે મહારાજને નિવેદન કરી, પછી આજ્ઞા લઇને, વળી આવું છું.

બ. ૨ : પ્રવેશિયે, મ્હેરબાન! સ્વામીની કૃપા હજો.

( રાજસાળો જાય છે. )

પ. ૨ : જાનુક! વાર લાગી ખરે! મ્હેરબાનને.

બી. ૨ : ખરેખર! અવસર જોઇને જ જવા જેવા છે રાજાઓ તો.

પ. ૨ : જાનુક! આના વધની ફૂલમાળા બાંધવાને ફરકે છે મ્હારા હાથ.

( કહી પુરુષને દાખવે છે. )

પુ : ન ઘટે ત્હમને અકારણે વધનો એ ભાવ પણ.

બી. ૨ : ( નિહાળીને ) આ આપણા મ્હેરબાન હાથમાં પત્ર લઇ રાજઆજ્ઞા પામીને આ ભણી આવતા દેખાય. ગીધડાંનો બળી થઇશ કે કૂતરાને મુખે પડીશ.

રા : ( પ્રવેશીને ) સૂચક! છોડ આ જાળજીવતાને. ખરે જ! આ વીંટી જડયાની વાત મળે છે.

સૂચક : જેવું મહેરબાનનું ફરમાન. આ તો જમઘેર જઈને પાછો આવ્યો તું. ( કહી પુરુષને બન્ધનમુક્ત કરે છે. )

પુ : ( રાજસાળાને પ્રણમીને ) મહેરબાન ! હવે મ્હારી આજીવિકાનું શું ?

રા : મહારાજની મુદ્રિકાના મૂલ્ય જેટલી આ બક્ષીસે મોકલાવી છે. ( કહી પુરુષને પોતે આપે છે. )

પુ : ( પ્રણામ કરી, સ્વીકારીને ) કૃપાળુની કૃપા થઇ મુજ ઉપર.

સૂ : આ કંઈ ઓછી કૃપા કે, શૂળીથી ઉતારી હાથીહોદ્દે બેસાડયો ત્હને ?

જા : કૃપાળુ ! બક્ષીસ ભાખે છે કે તે વીંટી મહારાજની મનમાનીતી હતી.

રા : ત્હેમાંનો મહામૂલો મણિ મહારાજનો મનમાનીતો હતો એમ નથી ધારતો હું. મુદ્રિકાદર્શને મહારાજને પ્રિય જન કો સાંભર્યું. ઘડીક તો સ્વભાવગંભીરા ચે તે આંખમાં આંસુ ભરી રહ્યા.

સૂ : તો તો સેવા જેવી ત્હેવી નથી આપ કૃપાળુની.

જા : ખરું કહો તો કીધી છે આ માછીમારે. ( કહી પુરુષને ઈર્ષ્યાથી જૂવે છે. )

પુ : બહાદુરો ! આમાંથી અડધુંક ત્હમને ફૂલપાંખડી ભલે થાય.

જા : એટલું બસ છે.

રા : માછીમાર ! તું મહાનુભાવ છો. હાવાં પ્રિય મિત્ર થયો મ્હારો. કદમ્બ મદ્યની સાક્ષીએ આપણી પ્રથમ મૈત્રી ઉજવિયે. તો ચાલો જઈએ કલાલખાને.

( કહી સર્વે જાય છે. )



# અંક છઠ્ઠો

( પછી પ્રવેશે છે આકાશમાર્ગેથી સાનુમતી નામની અપ્સરા. )

**સાનુમતી :** પૂરો કરી પરવારી હું અપ્સરાતીર્થે રહેવાનો મ્હારો વારો, જ્યહાં સૂધી સાધુજનનો સ્નાનકાળ છે ત્યહાં સૂધીનો. હવે આ રાજર્ષિની વાતો નજરે નિહાળું. મેનકાને સંબંધે શકુન્તલા તો જાણે મ્હારૂં અંગ. ને ત્હેણે તો મ્હને પુત્રી નિમિત્તનો પહેલ્લેથી જ દઈ રાખ્યો યે છે આદેશ. ( ચોમેર નિહાળીને ) કાં કંઇ ખરે ! ઋતુઉત્સવને યે અવસરે ઉત્સવના અનારંભ સરિખડો રાજમહેલ ભાસે છે ? મ્હારે સિદ્ધિ છે પ્રણિધાનથી સર્વસ્વ જાણવાની. છતાં સન્માનવો ઘટે સખીના આદરને મ્હારે. ભલે; આ બે ઉદ્યાનઉછરી વેલીઓને પડખે રહી અન્તર્ધાન વિદ્યાથી અણુછતી મેળવીશ હું સહુ વર્તમાન.

( કહી ઉતરવાનો અભિનય કરે છે, ને ઉભે છે. )

( પછી પ્રવેશે છે આંબામ્હોર અવલોકતી દાસી; ને ત્હેની પાછળ બીજી. )

**પહેલી દાસી :** ૨. લાલ લીલો પાંડુર કંઇ,
વસન્ત માસનું જીવનસર્વસ્વ,
ઋતુમંગલ દીઠો મ્હેં;
આમ્રમ્હોર ! તુજ પ્રસન્નતા પ્રાર્થું.

**બીજી દાસી :** પરભૃતિકા ! કંઈ એકલી એકલી ગુંજે છે ?

**પ. દા :** મધુરિકા ! આંબામ્હોરને પેખીને પરભૃતિકા ઉન્મત્ત થાય છે.

**બી: દા :** ( હરખ ભેર ઉતાવળી કને જઈને ) શું ! બેઠા ય તે મધુમાસ ?

પ. દા : મધુકરિકા ! અત્હ્યારે તો ત્હારી ઋતુ છે આ; મદ ભર ગીત ને મદઘેલા વિલાસની.

બી. દા : સખિ ! ટેકો દે મ્હને કે આગલા ફ્ણાએ ઉભી આંબામ્હોર વીણી કામદેવનું પૂજન કરી લઉં.

પ. દા : જો મ્હને યે ખરે ! અડધુંક પૂજનફળ મળે તો.

બી. દા : વણબોલ્યે યે એ તો સાંપડતઃ કાં કે એક જ છે આપણાં જીવિત, જો કે શરીર જૂદાં છે. (સખીને ટેકે ઉભી આબામ્હોર વીણે છે.) અહો ! અધઉઘડી યે મ્હોર કળીઓ આ બન્ધનભંગથી બ્હેકી રહે છે.

(કહી ખોબલો કરીને)

૩. આંબામ્હોર ! ત્હને હું સમર્પું છું એ કામ ધનુર્ધરને, લક્ષી પથિકજુવતીઓ પાંચેમાં તું થજે અધિકું બાણ.

(કહી આંબા મ્હોરે વધાવે છે.)

(પડદો ઉછાળીને પ્રવેશીને ક્રોધથી)

કંચુકી : ઉભી રહે જરા, ભાનભૂલી ! દેવે વસન્તોત્સવનો નિષેધ કીધે યે તું આંબામ્હોરનો કલિકાભંગ કાં કરે છે ?

બન્ને દાસીઓ : (બ્હીને) કૃપા રાખો, આર્ય ! જાણતાં નથી એ અમે.

કંચુકી : શું ? નથી સાંભળ્યું ત્હમે કે વસન્તમાં વૃક્ષોએ પણ દેવની દુહાઈ પાળી છે ? ને મંહી વસતા પંખીઓ-એ ય તે ? એમ જ છે.

૪. આંબે કંઈ દિનથી ય આ કળી ફૂટી, નાની ’ જ ત્હેને રજ;
બેઠા છે, પણ ત્હો ય હા ! કુરબકો છે બોર જેવા ઝીણા;
ને વીત્યે ય શિશિર કંઠ ખળકે બોલ્યું નૃકોકિલનુંઃ
ધારૂં, પાછું ધરે સ્મરે ચકિત થઈ ભાથેથી ખેંચ્યું શરે.

સા : બેશક. મહાપ્રતાપી છે રાજર્ષિ.

પ. દા : આર્ય ! કંઇક દિવસથી અમને શહેરકોટવાળ મિત્રવસુએ રાણીઓની સેવામાં પાઠવી છે; ને ત્હાંથી અમને પ્રમદવનનું પાલનકામ સોંપાયું છે. એમ આગન્તુક હોઇ અમે સાંભળી નથી આ વાર્તા.

કંચુકી : ભલે. ફરીથી એવું મા કરતાં.

બ. દા : આર્ય ! કૌતુક થાય છે અમને. જો એ અમે સાંભળવા શું હોય, તો આર્ય કહે કે શા કારણે મહારાજે વસન્તોત્સવની દુહાઇ દીધી છે ?

સા : ઉત્સવઉમંગી જ છે માનવી સદા. કંઇ ભારે કારણ આવી પડ્યું હશે.

કંચુકી: ઘણાએ જાણ્યું છે તે કાં ન કહેવાય ? શું ત્હમારે કાને નથી પડી શકુન્તલા નકાર્યાની લોકવાર્તા ?

બ. દા : સાંભળી છે શહેરકોટવાળને મુખેથી વીંટી જડયા સૂધીની.

કંચુકી: તો પછી લગાર જ કહેવાનું રહે છે. જ્યહારથી ખરે ! નિજ મુદ્રિકાદર્શને દેવને સંભારી આવ્યું કે 'સાચ્ચે જ પૂર્વે મ્હેં છાની રીતે સ્વીકારેલી છે શકુન્તલાને, ને મોહથી નકારી છે,' તે ઘડીથી જ પશ્ચાતાપ જાગ્યો છે દેવને. એમ જ છે.

પ. ન ગમે રમ્ય; ન પૂર્વવત્ પ્રતિદિને મન્ત્રી ય સેવે હવાં;
રાત્રી ઉંઘઉડી જ હા ! શયનમાં આળોટતાં વીતવે;
દાક્ષિણ્યે રણુવાસની રમણીને કૂહે બોલ બોલ્યા સમા;
ને થાયે નિત ગોત્રનામ ભૂલતાં લજ્જાળ્હીલા રાજવી.

સા : ઓય, મા !

કંચુકી : એથી થયેલાં ખાટાં મનને લીધે ઉત્સવની હ્રહાઇ

બ. દા : બરાબર.

( નેપથ્યમાં )

આમ પધારિયે, મહારાજ !

કંચુકી : ( કાન દઇને ) અરે અહીં જ પધારે છે દેવ. નિ

નિજને કામે વળગો.

બ. દા : હા.

( જહી જાય છે.

( પછી પ્રવેશે છે પશ્ચાતાપને ઘટતા વેશે રાજા; ને વિદૂષક ને પ્રતિહારિણી

કંચુકી : ( રાજાને અવલોકીને ) અહો ! સદાસર્વદાનું રમણીયત

મૂર્તિમન્ત છે ! આવઆવડા વિહ્વળા, ત્હો યે દર્શનવ્હાલ

છે દેવ. એમ જ.

૬. નાકાર્યો શણગારનો વિધિ વધુ, ડાબે જ કાંડે ધર્યું

સોનાકંકણ એક માત્ર રમતું, ને હોઠ શ્વાસે ફીકા;

ચિન્તાજાગ્રણથી ઘૂમન્ત નયનો; નિજના જ તેજોગુણે,

સંસ્કારાર્થ ઘસ્યા મહામણિ સમા, ક્ષીણે ન ન્હાળાય

સા : ( રાજવીને જોઇને ) અસ્થાને નથી ખરે ! કે નકાર્યો

અપમાન થયા છતાં યે શકુન્તલા એમને કારણે ઝૂરે છે

રાજા : ( ધ્યાનમન્દ ફરતા ફરતા )

૭. પ્રથમ મૃગાક્ષી પ્રિયાએ

જગાડવા મથ્યું, ત્યહારે પોઢી રહ્યું;

આ અનુતાપપીડાર્થે

ધિક્ક હૃદય ! જાગિયું હવાં શું તું ?

સા : ખરે ! એવું જ હશે એ તપસ્વિનીનું ભાગ્યનિર્માણ

**વિદૂષક :** ( બાજૂએ ) ઉછાળે ચ્હડયો ફરી વળી એ શકુન્તલારોગ. નથી ગમ પડતી કે શાં શાં ઔષધ કરવાં.

**કંચુકી :** ( કને જઇને ) જયજયકાર હો દેવનો. મહારાજ! પારખી વર્જ્યો પ્રમદવનની ભોમકા. ઇચ્છા થાય એ વિનોદસ્થાને વિરાજો મહારાજ.

**રાજા :** વેત્રવતી! મ્હારા નામથી અમાત્ય આર્યપિશુનને જઇ કહે કે અખંડ ઉજાગરાને કારણે નહી સંભવે મુજથી ધર્માસને બેસવાનું આજ. તો જે જે લોકકામ આર્યે જોયું હોય તે કાગળે માંડી પાઠવે.

**પ્રતિહારી :** જેવી દેવની આજ્ઞા.

( કહી જાય છે. )

**રાજા :** વાતાયન! તું યે નિજ કામસૂનો ન રહે.

**કંચુકી :** જેવી આજ્ઞા દેવની.

( કહી જાય છે. )

**વિ :** માંખીઓ ઉડાડી મૂકી આપે. હાવાં ટાઢતડકો નિવારતા રમણીય આ પ્રમદવનપ્રાન્તે પોતાને રીઝવો.

**રાજા :** મિત્ર! 'છિદ્રો અનર્થોને ન્હોતરે છે' એમ લોક કહે છે તે અપવાદવિહોણું વચન છે. કાં કે

૮. મુનિસુતાની પ્રીતિસ્મૃતિ રોધતા
તમસ્થી છૂટયું આ મન મ્હારૂં જ્યહાં,
મદન રાજવીએ ત્યંહિ મ્હોરનું
શર ધર્યું ધનુષે જ પ્રહારવા.

**વિ :** જરાક થોભો. આ કાષ્ટદંડથી કામબાણનો નાશ કરી નાંખું છું ( કહી દંડ ઉપાડીને ,આંબામ્હોરને મારવા જાય છે. )

રાજાઃ ( હસીને ) ભલે. દીઠું બ્રહ્મચર્યસ્ને. સખે ! ક્‌ય્હાં બેશીને પ્રિયાનું કંઇકે અનુકરણ કરતી લતાનાં દર્શને તરશી આંખને ઠાર્‌ ?

વિઃ વળી ત્‍હેંનાતની દાસી ચતુરિકાને મહારાજે ફરમાવ્યું જ છે ને કે ‘માધવીમંડપે આ અવસર ગાળીશ; તે ત્‍ય્હાં ચિત્રફલકે ઉતારી મ્હેં સ્વહસ્તે ચીતરી દેવી શકુન્તલાની છબિ આણજેઃ’ એમ ?

રાજા : એવડું હૃદયવિનોદનું સ્થાન ? તો ત્‍ય્હાંનો જ માર્ગ દાખવ.

વિ : આમ, મહારાજ ! આમ.

( બન્ને ચાલે છે. સાનુમતી પાછળ પાછળ ચાલે છે. )

વિ : મણિશિલાની પાટવાળો આ માધવીમંડપ. ફૂલપલ્લવના રમ્ય ઉપહારે નિશ્ચે આપણને સ્વાગત દઈ વધાવે છે. તો પ્રવેશી વિરાજિયે મહારાજ.

( બન્ને પ્રવેશીને બેસે છે. )

સા : વેલીને ઓઠેથી પેખું જરા સખીની છબિ. પછી ત્‍હેના સ્વામીની બહુમુખી પ્રીત વર્ણવીશ ત્‍હેને.

( કહી એમ કરી ઉભે છે. )

રાજા : મિત્ર ! સન્ધુ યે હાવાં સાંભરે છે શકુન્તલાનું પૂર્વ વૃત્તાન્તઃ ને કહ્યું યે છે ત્‍હને મ્હેં. નકાર્યોની વેળાએ મ્હારી કને તું ન્‍હોતો. ને તે પહેલાં યે કદી નથી ત્‍હેં લીધું એ દેવીનું નામ. રખે ને ! મ્હારી પેઠે તું ય તે વીસર્યો તો ન્‍હોતો ને ?

વિ : વીસર્યો ન્‍હોતો. પણ બધું કહી રહ્યા પછી વળી આપે ‘પરિહાસનું જલ્પવું છે આ; બનેલી કથા નથી એઃ’ એમ

ભાખ્યું હતું. ને મ્હેં યે ઢંકાંબુદ્ધિનાએ એમ જ માની લીધું હતું. અથવા તો, ભાવી ખરે જ ! બળવન્તુ છે.

સા : એમ જ છે એ.

રાજા : ( ધ્યાનમાં ડૂબીને ) મિત્ર ! ઉગાર મ્હને.

વિ : અરે ! શું આ ? ન જ શોભે આવું આપને. સત્પુરુષો કદી યે શોકવચન ઉચ્ચરતા નથી. ખરે ! વાવાઝોડામાં યે અડોલ જ હોય ગિરિવરો.

રા : મિત્ર ! નકાર્યાથી બ્હાવરી પ્રિયાની દુઃખદશા સાંભરી આવ્યે છેક જ શરણસૂનો છું હું. ત્હેણે ય તે

૯. અહીંથી નાકાર્યે સ્વજન પૂંઠળે કીધું પળવા;
‘ ઉભી રૂહે ’ ઉચ્ચાર્યે ઉભી જ ગુરુશિષ્યે ગુરુ સમે;
પછી આંસુ ઉલટયે મલિન નજરો ફેંકી મુજ શું–
હું નિર્દય શું: સૌ તે દહતું મુજને ઝેરી શર શું.

સા : અહો ! આવઆવડી નિજ કર્તવ્યપરાયણતા ! એમના સન્તાપે રીઝું છું હું.

વિ : ને મ્હારી એક કલ્પના છે કે કોઇક આકાશવિહારિણી એ દેવીને લેઇ ગઇ.

રા : પતિને પ્રભુ માનનારી અન્ય કોને અડવા યે દે ? મેનકા ત્હારી સખીની જનેતા છે એમ સાંભળ્યું છે. ત્હેમની સહિયરો તુજ સખીને ઉપાડી ગઇ એવી મુજ હેયાની યે છે આશંકા.

સા : મોહતન્દ્રા જ વિસ્મયકારિણી હતી; ન તો આ જાગૃતિ.

મિ : જો એમ જ હોય તો નિશ્ચય કાળાન્તરે યે એ દેવીનો સમાગમ થશે.

અં ૬, પા. ૧૦૨

રા : શાથી કહે છે ?

વિ : કાં કે માતાપિતા સ્વામીવિયોગી દુઃખિણી દુહિતાનું દીર્ઘ દર્શન સહી જ ન શકે.

રા : મિત્ર !

૧૦ સ્વપ્નનું શું ? માયા શું ? મતિભ્રમે શું ? હા !
કે અલ્પ ફળનું હતું અલ્પ પુણ્ય એ ?
પાછું ન આવે ત્યમ તે ગયું જ સૌ;
પડતા તટો શા જ પડે મનોરથો.

વિ : મા બોલો એવું. આ વીંટીનું સાંપડવું જ દાખે છે કે મળવાનું અણુચિન્તવ્યું યે આવી મળે.

રા : ( વીંટીને વિલોકીને ) અરેરે ! દુર્લભ સ્થાનેથી પડી ગઇ કંઇ આ દામણી !

૧૧. વીંટી ! તુજ પણ પુણ્યરાશિ, સાચે !
ફળથી જણાય જ અલ્પ, મ્હારી પેર;
અરુણ નખમનોહરી પ્રિયાની
ચ્હડી વર અંગુલી, પણ સરી પડી તું.

સા : જો બીજાને હાથ ચ્હડી હોત, તો સાચ્ચેને જ દામણી થાત એ.

વિ : અને શા પ્રસંગે આ મુદ્રાવીંટી દેવીની આંગળીએ પ્હેરાવી ’તી ?

સા : મ્હારા જેટલું જ કુતૂહલ છે એને ય તે.

રા : સાંભળ. નિજ નગરી ભણી વળવા નીકળ્યે મ્હને પ્રિયાએ અશ્રુભીની આંખડીએ પૂછ્યું, ‘ કેટલેક કાળે આર્યપુત્ર સમાચાર પાઠવશે ? ’

વિ : પછી ?–પછી ?

રા : પછી આ મુદ્રિકા એની અંગુલીએ પ્હેરાવી ને ઉત્તર વાળ્યોઃ

૧૨. અક્કેક તો દિનદિને અંહીના જ મ્હારા
નામાક્ષરો તું ગણજે; ન પૂરા કરીશ
ત્ય્હાં તો ત્હને મુજ પ્રિયે ! રણવાસ રૂહેવા
લેવા દૂતો તુજ કને ઉભશે જ આવી.

ને તે ઘોરઆત્માના મુજથી મોહવશાત્ ન પળાયો.

સા : અવધિ તો એ સુન્દર હતો, પણ વિધિએ બગાડયો.

વિ : ને શી રીતે તે માછીમારે ચીરેલી લાલ માછલીના ઉદરમાં જઇ પડી ?

રા : શચીતીર્થે વન્દન વન્દતાં ત્હારી સખીના હાથેથી ગંગાના વ્હેણમાં તે પડી ગઇ.

વિ : બરાબર.

સા : ને તેથી જ તપસ્વિની શકુન્તલાને પરણ્યાનો આ અધર્મભીરૂ રાજર્ષિને સન્દેહ પડયો. નહિ તો આ સમી પ્રીતને સંભારણાની જરૂર શી આવડી ?

રા : ઠપકો દઉં આ મુદ્રિકાને જરા.

વિ : ( આત્મગત ) લીધો એમણે માર્ગ ઉન્માદીઓનો.

રા : ૧૩. એ રમ્ય ને કોમલ અંગુલીકૂટયા
કરને તજી ડૂબી જલે કયમે ય તું ?
અથવા
અચેત તો કો ગુણ પારખે નહીં ?
મ્હેં યે જ શા માટ ઉવેખી એ પ્રિયા ?

વિ : ( આત્મગત ) શું ભૂખ મ્હને અંહિયાં જ ખાઇ જશે ?

રા : પ્રિયે ! અકારણે પરિત્યાગના પશ્ચાત્તાપી હૈયાના આ જનની જરા અનુકમ્પા દાખવો પુનદર્શને.

( પડદો ઉછાળી, હાથમાં ચિત્રફલક લઇ પ્રવેશીને )

ચતુરિકા : આ ચિત્રચીતર્યાં દેવી. ( કહી ચિત્રફલક દાખવે છે. )

વિ : ( અવલોકીને ) સરસ, મિત્ર ! મધુરી જ છે અવસ્થા-દર્શનની ભાવલીલા. મ્હારી દૃષ્ટિ જાણે ઠોકરાય છે નીચા ઉંચા પ્રદેશોમાં.

સા : ધન્ય છે રાજર્ષિની આ નિપુણતાને, જાણે કે સખી સ્વયં મ્હારી સન્મુખે ઉભી !

રા : ૧૪. જે અધૂરૂં હતું ચિત્રે, તે તે લીધું સુધારી સૌ;
ત્હેના લાવણ્યની ત્હો યે છાય આ કાંક દાખવે.

સા : પશ્ચાત્તાપભારે અણઝંખવ્યા એમના સ્નેહને શોભતા જ છે એ બોલ.

વિ : અહો મિત્ર ! આમાં તો ત્રણ સુન્દરીઓ દીસે છે; ને સર્વે યે છે સુન્દર. તો આમાં દેવી શકુન્તલા કિયાં ?

સા : આવડાં રૂપનો યે અણપારખુ આ નિશ્ચે ! કો વૃથા-દષ્ટિનો જ દીસે છે.

રા : તું ત્યહારે કોને ધારે છે ?

વિ : ધારૂં છું કે આ શિથિલ અંબોડલેથી ફૂલપડી વેણી-વન્તી, સ્વેદમોતિયા ઉગેલા વદનાળી, જરા વધારે ઢળકતા હાથની, જલસીંચનથી ચમકતી તરુણ કુંપળાળા આંબાને પડખે સ્હેજ થાકયા શી, આલેખેલી છે તે શકુન્તલા; ને બીજી સખીઓ.

રા : હોંશિયાર તો ખરો. ને ત્યહાં જ છે મ્હારાં ભાવચિહ્નો.

૧૫. ભીની અંગુલી મૂકયાનો રેખાપ્રાન્તે દીસે મલિન ડાઘ,
ગાલપડયું અશ્રુ ચે દેખાયે આ પીંછી થરડાયે.

ચતુરિકા ! અર્ધી જ આલેખેલી છે આનન્દમૂર્તિને.
જા, પીંછી જરા લઈ આવ.

ચ : આર્ય માધવ્ય ! જઈ આવું ત્યહાં સૂધી ઝાલશો જરા
આ ચિત્રફલકને ?

રા : હું જ એને ઝાલીશ.

( કહી કહ્યા પ્રમાણે કરે છે. )

( દાસી જાય છે. )

રાજા : ( નિશ્વાસ નાંખીને )

૧૬. સાક્ષાત્ પ્રિયા મળી'તી તે તરછોડી પૂર્વે,
સન્માનું છું બહુ જ ચિત્રચિતારી આ હું;
પન્થે મહાજલ ભરી નદી ઉતરી, હા !
જાગી સખે ! પ્રીત મ્હને મૃગતૃષ્ણિકાની.

વિ : ( આત્મગત ) મહારાજ તો નદી ઉતરી ઝાંઝવામાં બૂડયા ?
—અહો ! બીજું શું આમાં ચીતરવાનું છે ?

સા : જે જે પ્રદેશો મુજ સખીને મનગમતા છે, તે તે
ચીતરવા ઇચ્છતા લાગે છે.

રા : સાંભળ :

૧૭. દોરવું હંસનું જોડું વેળુરમતું, વ્હેવી નદી માલિની,
મૃગસોહન્ત ઢળેલ બેઉ પડખે ગૌરીપિતા પાવન;
ને વલ્કલ સૂકવેલ વૃક્ષવિટપો; ઇચ્છું નીચે માંડવા
ડાબી આંખડી શામળા હરણને શીંગે ઘસન્તી મૃગી.

વિ : ( આત્મગત ) હું પેખું છું ત્‍હાં સૂધી તો ભરશે આ ચિત્રફલક લાંબી દ્દહાડિયાળા તપસ્વીઓનાં ટોળાંઓથી.

રા : ને બીજું, મિત્ર ! શકુન્તલાને મનગમતાં અલંકાર વીસર્યો છું હું.

વિ : એ શાં ?

રા : ત્‍હેના વનવાસને સુકુમારત્વને ને વિનયને ઘટારત હોય તે સ્તો.

રા : ૧૮. નથી કર્યું કાનધર્યું રૂડું, સખે !
શિરીષ, ગાલે ઝૂલતા જ તન્તુનું;
નથી શરશ્ચન્દ્ર શી કિરણકોમળી
રચી સ્તનો મધ્ય મૃણાલમાળ મ્હેં.

વિ : અને રાતી કમળપાંખડી શી શોભતી હાથેલીથી મુખ આવરીને ચકિત–ચકિત સરિખડાં દેવી કેવાં ઉભાં છે ! ( સાવધાનતા દાખવી, નિહાળીને ) આહ્હા ! આ દાસીપુત્ર, ફૂલડાંનો રસચોર, ભમરો ભમે છે દેવીના વદનકમળ ફરતો.

રા : ખરે ! વાર એ ધૃષ્ટને.

વિ : આપ જ એક, દુર્વિનિતોના શાસક, વારી શકો એમ છો એને તો.

રા : વારૂ. અરે ઓ ! ફૂલવેલના વ્હાલા અતિથિ ! શું અહીં ભમ્યા કરવાનો ખેદ જ અનુભવવો છે ત્‍હારે ?

૧૯. આ ફૂલડે બેઠેલી,
તુજ અનુરાગી, તરશી યે ભમરી,
વાટ જૂવે સતી ત્‍હારી;
ન ખરે ! ત્‍હારા વિણ મધુને પીતી.

સા : એ તો સજન શો વાર્યો એને.

વિ : વાર્યાં છતાં યે અવળી જ છે એ જાત.

રા : એમ ? અરે ! નથી માનતો મ્હારી આણ ? તો સાંભળ હાવાં.

૨૦. વણુમહીં બાળ તરુકુંપળ શો સુહન્તો,
મ્હેં પીધ જે ડસડસી રતિઉત્સવે, તે
બિંબાધરે અલિ ! અડીશ તું જો પ્રિયાનો,
તો તો ત્હને કમળકેદ મંહી પૂરીશ.

વિ : એવી સખ્ત સજાથી કોણ ન બ્હીએ ? (હસીને, આત્મગત) મહારાજ જરા ઉન્માદમાં છે. હું ય તે એમની સંગતે પામ્યો જાણે એમના શો રંગ. (પ્રકાશ) અરે ! ખરે ! ચિત્ર છે આ તો.

રા : શું ચિત્ર ?

સા : મ્હને ય તે હમણાં જ ભાન આવ્યું કે આ ચિત્ર છે. તો પછી આલેખ્યું અનુભવનારનું તો શું કહેવું ?

રા : મિત્ર ! શું આ કીધું હતભાગ્ય ?

૨૧. દર્શનસુખ અનુભવતો સાક્ષાત્ પેઠે હું તલ્લીન હૃદયે;
સ્મરણ જગાડી કરી ત્હેં ચિત્રવાસિની ફરી કાન્તા મ્હારી.
(કહી આંસુ સારે છે.)

સા : પૂર્વાપરનો વિરોધી અપૂર્વ જ છે આ વિરહમાર્ગ.

રા : મિત્ર ! શાથી આમ અખંડ દુઃખ થાય છે મ્હને ?

૨૨. ઉજાગરો નિરોધે છે ત્હેનો સ્વપ્ને સમાગમ;
આંસુડાં પેખવા ના દે એને ચિત્રે ય ચીતરી.

સા : સઘળું યે ધોઈ નાંખ્યું આપે શકુન્તલાનું નકારાયાનું દુઃખ.

અં. ૬, પા. ૧૦૮

ચ : (પ્રવેશીને) જય હો–જય હો ભર્તાનો. પીંછીનો કરંડિયો લેઇને અંહી આવતી'તી—

રા : પછી શું ?

ચ : તે મુજ હાથેથી વચમાં જ તરલિકા સંગાથેનાં દેવી વસુમતીએ 'હું જ આર્યપુત્ર કને લેઇ જઇશ' કહીને બળાત્કારે છીનવી લીધો.

વિ : ધન્ય ભાગ્ય કે ત્હને છોડી !

ચ : દેવીનો ડાળીભરાયો સાળુ તરલિકા છોડવતી'તી ત્હાં હું જીવ લેઇને નાઠી.

રા : મિત્ર ! દેવી પધારે છે, ને છે બહુ માનગર્વિતા. તું આ છબિને રક્ષજે.

વિ : કહો કે 'ત્હને પોતાને જ.' (ચિત્રફલક લેઇને ઉઠીને) જો આપ અન્તઃપુરના દાવખેલથી પરવારો તો મ્હને મેઘ-પડછન્દ મહેલેથી બોલાવજો. (કહી ઉતાવળે પગલે જાય છે.)

સા : બીજે પ્રોવાયા હૈયાના યે પ્રથમ પ્રીતને સન્માને છે. અત્યહારે તો અતિ શિથિલ છે સૌહાર્દ એમનું.

(હાથમાં પત્ર લેઇ પ્રવેશીને)

પ્ર : જય હો–જય હો દેવનો.

રા : છડીધારિણી ! વચમાં દીઠાં નહીં ત્હેં દેવીને ?

પ્ર : દીઠાં જ. હાથમાં પત્રવાળી મ્હને પેખીને પાછાં વળી ગયાં.

રા : કર્તવ્યધર્મ જાણણહારિણી કર્તવ્યઅવરોધે પરિહરે છે મ્હારા.

પ્ર : દેવ ! અમાત્યની વિનતિ છે: 'મહેસૂલ ગણવાનું બહુ હોવાથી પુરનું કાર્ય એક જ જોવાયું છે. પત્રલખ્યું તે દેવ પ્રત્યક્ષ કરશે.'

રા : આમ લાવ કાગળ.

( પ્રતિહારિણી પત્ર આપે છે. )

રા : ( વાંચીને ) શું ? સાગરસફરી જગત્વ્યાપારી ધનમિત્ર નાવ ભાગ્યે ડૂબી ગયા ? ને અપુત્ર હતા એ તપસ્વી ? 'એમનો ધનભંડાર રાજાને જાય' એમ અમાત્યે આમાં લખ્યું છે. ક્લેશકારિણી જ છે નિઃસન્તાનતા. પ્રતિહારિણી ! બહુ ધનવન્તા હતા તો બહુ પત્નીઓ યે હશે સ્તો ? તપાસ કરો ત્હેમની પત્નીઓમાં જો કોઇ ગર્ભવતી હોય તો.

પ્ર : દેવ ! સકેતના શેઠની દીકરી—ત્હેમની પત્નીને સીમન્તવિધિ હમણાં જ ગયાનું સાંભળ્યું છે.

રા : ને ખરે ! ગર્ભને પિતાનો લક્ષ્મીવારસો ઘટે જ: જા, એમ અમાત્યને કહે.

પ્ર : જેવી દેવની આજ્ઞા.

( કહી જાય છે. )

રા : અંહિંયાં જરા.

પ્ર : આવી જી.

રા : ને શાને એને 'સંતતિ છે કે નથી' એટલું ય તે ?

૨૩. વિછોડાશે જેહ જેહ વ્હાલાં ભાંડુ થકી પ્રજા,
નિષ્પાપે ત્હેમનો તે તે દુષ્યન્તઃ ઘોષ એ કરો.

પ્ર : એવો જ બધે પડો વાગશે. ( જાય છે. ફરી પ્રવેશીને ) માગ્યા મેહની પેઠે અભિનન્દાઇ એ દેવાજ્ઞા તો.

રા : ( દીર્ઘ ને ઉન્હો નિશ્વાસ નાંખીને ) આમ જ અરેરે ! સંતતિવિચ્છેદ્યાં નિરાધાર કુટુંબોના મૂળ પુરુષ વિદેહ થયે સંપત્તિ પરને જાય છે. મ્હારી ય તે અન્તે પુરુવંશલક્ષ્મીની એ જ કથા થવાની.

પ્ર : અશુભ સહુ અળગાં થાવ.

રા : હા ધિક્ક્ છે મ્હને કે આવ્યા કલ્યાણને અવમાન્યું.

સા : નિઃસન્દેહ, શકુન્તલાને જ હૈયે સ્થાપીને નિજાત્માને નિન્દ્યો છે એમણે.

રા : ૨૪. નિજ પ્રાણ રોપેલી ય ધર્મપત્ની
ત્યાગી જ મ્હેં, મુજ કુળની પ્રતિષ્ઠા;
જાણે મહાફાલની આશ દેતી
છાંડી સકાળે બીજવાવી પૃથ્વી.

સા : અણુઉચ્છેદી જ રહેશે હાવાં ત્હારી વંશવેલ, રાજવી !

ચ : ( જનાન્તિકે ) અરેરે ! આ વ્હેપારીની કથાથી તો બમણો થયો ઉદ્વેગ મહારાજનો. એમના આશ્વાસનને કાજ મેઘપડછન્દ મહેલેથી આર્ય માધવ્યને, જા, તેડી લાવ.

પ્ર : વારૂ કહ્યું.

( કહી જાય છે. )

રા : અરેરે ! સંશયદુઃખિયાં છે દુષ્યન્તનાં પિત્રિઓ. કાં કે
૨૫. ' આના પછી શ્રતિવિધિવત્ અંજલીથી
હા ! કો અરે ! અમ કુલે પિતૃદાન દેશે ? '
એવું વિચારી મુજ–પુત્રહીને દીધેલાં
રે ! આંસુ ધોઇ વધિયાં જલ પિત્રિ પીએ.

( કહી મૂર્છા પામે છે. )

ચ : ( ચમકીને ને નિહાળીને ) ધીર ધરિયે–ધીર, મહારાજ !

સા : હા ધિક્ક ! હા ધિક્ક ! દીવો છતાં યે અન્તર્પટને દોષે અન્ધારદોષને જ એ અનુભવે છે. હમણાં જ એ નિવારૂં છું હું. કે નહીં ? શકુન્તલાને સુઆશ્વાસન દેતાં મહેન્દ્રમાતાના મુખથી સાંભળ્યું છે મ્હેં કે યજ્ઞભાગ-

ઉત્સુક દેવો જ એવું કરશે, કે જેથી થોડુકમાં જ ધર્મપત્નીને સ્વામી અભિનન્દશે. તો એટલો અવસર વાટ જોવી સારી. ને ત્ય્હાં સૂધી આ વાતો કહી પ્રિય સખીને આશ્વાસન આપુ.

( કહી આભમાં કૂદકો મારી જાય છે. )

( નેપથ્યમાં )

અબ્રહ્મણ્યમ્–અબ્રહ્મણ્યમ્.

રા : ( મૂર્છા વચ્ચે, કાન દઇને ) અરે ! માધવ્યનો જ એ દુઃખનો પોકાર. કોણ–કોણ છે રે ?

( પ્રવેશીને )

પ્ર : ( ચમકીને ) ઉદ્ધારિયે દેવ ! સંશયડૂબ્યા મિત્રને.

રા : કોણ પીડે છે માણવકને ?

પ્ર : અદૃશ્યમૂર્તિ કો સત્વે ઉપાડીને મેઘપડછન્દ મહેલને ઉપલે માળે મૂકયા છે.

રા : ( ઉઠીને ) હોય નહિ. ભૂતોથી ભરેલો છે શું મ્હારો યે મહેલ ? અથવા

૨૬. દિને દિને કંઇ થતી નિજની યે
ન જાણવી શકય પ્રમાદભૂલો;
પ્રજા પળે કોણ કિયે પથે, તે
અશેષ જાણ્યાની જ શકિત તો કય્હાં ?

( નેપથ્યમાં )

અહો મિત્ર ! વ્હાર કરો–રે વ્હાર.

રા : ( ઉતાવળે ચાલીને ) સખે ! બ્હીશ મા, બ્હીશ મા.

( નેપથ્યમાં )

અં. ૬, પા. ૧૧૨

( ફરીથી એ જ બોલીને ) કાં ન બ્હીઉ ? આ કોઈક ડોકી વાળીને શેરડીની પેઠે મ્હારા ત્રણ કટકા કરે છે.

રા : ( દૃષ્ટિ નાંખીને ) જરા મ્હારૂં ધનુષ્ય.

( હાથમાં ધનુષ લેઈ પ્રવેશીને )

ય : આ રહ્યું, મહારાજ ! મ્હોળિયા સાથેનું જ ધનુષ્ય.

( રાજા ધનુષ્‌બાણ ગ્રહે છે. )

( નેપથ્યમા )

૨૭. આ ત્હને હું નવલ કંઠલોહીતરસ્યો
માર્‌ં, વાઘ જયમ જ ધ્રૂજતા પશુને;
દુઃખીના ભય હરવા ધનુષ્‌ ધરે, તે
દુષ્યન્ત જ તુજ શરણું છો હવાં હો.

રા : ( રોષથી ) કાં, મ્હને જ સંભારે છે ? થોભજે, ઓ શબાહારી ! હાવાં તું નહીં જીવે. ( ધનુષ્ય ચ્હડાવીને ) છડીધારિણી ! નીસરણીનો માર્ગ દાખવ.

પ્ર : આમ દેવ ! આમ.

( સર્વ સત્વર ઉપર જાય છે. )

રા : ( ચોફેર નિહાળીને ) આ તો બધું સૂનું છે !

( નેપથ્યમા )

બ્હારે ધાવ, બ્હારે ધાવ. હું અહીંથી મહારાજને પેખું છું: આપ મ્હને નથી પેખતા. બિલ્લીપકડયા ઉંદર શો હું જીવિતાશા છોડીને બેઠો છું.

રા : અહો ! અન્તર્ધાન–કલા–ગર્વિત ! મ્હારૂં આ શસ્ત્ર દેખ છ ? આ તે બાણ સાંધું છું, જે

૨૮. હણ્યા શો હણશે તુજને, રક્ષા શો રક્ષજે દ્વિજ;
પીએ છે હંસ તો દૂધ, વર્જે ત્હેમાં ભળ્યું જળ.

( કહી બાણ સાંધે છે. )

( પછી પ્રવેશે છે વિદૂષકને છોડેલો માતલી. )

**મા** : ૨૯. ઇન્દ્રે કીધા દૈત્ય નિશાન આપના,
તો તેહ શું આ ધનુ ખેંચજો સુખે;
પ્રસન્નતાશીળી પડે સુહૃત પરે
સન્તોની આંખડલી, ન કારમાં શરો.

**રા** : ( ચમકીને અસ્ત્ર ઉતારીને ) અરે ! આ તો માતલી ! સ્વાગત છે, મહેન્દ્રના સારથી !

**વિ** : ( પ્રવેશીને ) મ્હને જેણે યજ્ઞપશુ પેઠે માર માર્યો, ત્હેને આપ તો સ્વાગતથી અભિનન્દો છો !

**મા** : ( હસીને ) આયુષ્યમન્! સાંભળિયે શા કારણે ઇન્દ્રદેવે પાઠવ્યો છે મહારાજ કને.

**રા** : સ્વસ્થ જ છું.

**મા** : છે એક કાલનેમીથી જન્મેલો દુર્જય નામનો દાનવસંઘ ?

**રા** : છે—સાંભળ્યો છે પૂર્વે મ્હેં નારદથી.

**મા** : ૩૦. તે છે ઇન્દ્ર તમ સખા થકી અજેય,
ને હણવા જ રણશિરે સમર્યા ત્હમોને;
ઉચ્છેદી ય નવ શકે જ સૂર્યરાજ
રાત્રી કેરૂં તિમિર, તે ધૂવન્ત ચન્દ્ર.

તો મહારાજ શસ્ત્રસજ્જ છો એમ જ હાવાં ઈન્દ્રરથે વિરાજીને વિજય કાજે ચ્હડો.

**રા** : કૃપા કીધી મુજ શું મહેન્દ્રે આ સન્માનથી. હવે કહો, માધવ્ય પ્રત્યે કેમ આમ વર્ત્યો ત્હમે ?

મા : એ ય તે કહું છું. કોઇ પણ કારણે મનઃસન્તાપથી આયુષ્યમાનને મ્હેં વિહ્વળા દીઠા. ને પછી આયુષ્યમન્તને કોપાવવાને એમ મ્હેં કીધું. કારણ કે

૩૧. જલે અગ્નિ સંકોર્યો,
 છંછેડેલો નાગ ફણા માંડે;
 પ્રાયઃ પ્રભાવ નિજનો
 ક્ષોભ થયેથી પ્રકટે સહુ કોઈ.

રા : ( જનાન્તિકે ) મિત્ર ! અણઉલંઘાય એવી છે સ્વર્ગસ્વામીની આજ્ઞા. તો અંહીથી જઈને મ્હારાં વેણથી અમાત્ય આર્યપિશુનને કહોઃ

૩૨. ધાયે ધનુ ચ્હડાવ્યું આ જ્ય્હાં સૂધી અન્ય કાર્યમાં,
 ત્ય્હાં સૂધી માત્ર તમ બુદ્ધિ પ્રજાને પ્રતિપાળશોઃ
 –એમ.

વિ : જેવી મહારાજની આજ્ઞા.

( કહી જાય છે. )

મા : આયુષ્યમાન ! રથમાં વિરાજિયે.

( રાજા રથમાં બેસવાનું નિરૂપે છે. )

( સર્વે જાય છે. )



# અંક સાતમો

( પછી આકાશમાર્ગેથી પ્રવેશે છે રથે વિરાજેલા રાજવી ને માતલી. )

**રાજા :** માતલિ ! નિર્ધારેલું પાર ઉતાર્યાં છતાં યે મહેન્દ્રના મહાસત્કારભારથી તો નિરુપયોગી જેવો જ પોતાને લાગું છું હું.

**માતલી :** ( સ્મિત કરીને ) આયુષ્યમન્ ! બન્ને ય તે અસન્તોષ માનો છો.

૧. કીધ ઇન્દ્ર શું પ્હાડ આદિમાં તે
દીધ સન્માનથી આપ અલ્પ માનો;
વળી પ્રાક્રમવિસ્મિતે સુરેન્દ્ર
તમ સત્કાર વડો ગણે ન લેશે.

**રા :** માતલિ ! મા—મા કહે એવું. ખરેખર ! મનોરથભોમની યે પારનો હતો એ વિદાયવેળાનો સત્કાર. દેવમંડલની સમક્ષે ખરે જ ! અર્ધાસને બેસાડયો; અને મ્હને

૨. વાંછા ઉરે ધારી કને ઉભેલા
જયન્તને ન્હાળી, સ્મિતે વધાવી,
રોળાઇ ઉરના હરિચન્દને તે
પ્હેરાવી મન્દારની માળ ઇન્દ્રે.

**મા :** એવું શું છે કાંઇ જે આયુષ્યમાનને અમરેશ્વર પ્રત્યેથી ન ઘટે ? જૂવોઃ

૩. સુખરમન્ત સુરેન્દ્રની સ્વર્ગથી
અસુરકાંટ ઉખેડી જ બે વીરે;
તમ સુછોલલ પર્વ શરે હવાં,
વળી અગાઉ નખે નરસિંહને.

અં. ૭, પા. ૧૧૬

રા : એમાં તો ખરે ! મહેન્દ્રનો જ મહિમા સ્તુતિયોગ્ય છે.

૪. સાધે સુકાર્ય વડું યે જન કો નિયોજ્યા,
ગૌરવગુણો જ ગણુશે સહુ સ્વામીના તે;
અન્ધારને અરુણુ થાત શું ભેદનારો ?—
ત્હેને ન જો કરત સારથી કોટિકિરણી ?

મા : ઘટારત જ છે આપને તો એ. ( કંઇક અન્તર વટાવીને ) આયુષ્મન્ ! પેખો અંહીથી આકાશપાટે મંડાયેલું આપનું આ યશસૌભાગ્ય.

૫. સુરસુન્દરીના શણુગારવાધ્યા,
રંગો વડે કલ્પલતાની ઝૂલ્યે,
ગીતયોગ્ય ધારી, ગણી અર્થવાહી,
દેવો ત્હમારાં ચરિતો લખે છે.

રા : માતલિ ! અસુરસંહારની ઉત્સુકતામાં પહેલાંને દિવસે આકાશે ચ્હડતાં નિહાળાયો નથી મુજથી સ્વર્ગમાર્ગ. કિયા વાયુના માર્ગમાં આ છીએ આપણે ?

મા : ૬. વ્હે જ્યહાં ત્રિવેણી સુરગંગ નભપ્રતિષ્ઠા,
જ્યહાં ઘૂમતા કિરણુ વેરી જ તેજગોલ;
વિરાટપાદની પ્રભાથી તમસ્નિવાર્યો,
કહેવાય છે પથ પરિવહ વાયુનો આ.

રા : માતલિ ! એથી જ ખરે ! બાહર ને અન્તરમાં મુજ અન્તરાત્મા પ્રસન્ન થાય છે. ( રથચક્ર નિહાળીને ) મેઘમાર્ગમાં ઉતર્યાંને શું આપણે !

મા : કેમ જાણ્યું મહારાજે ?

રા : ૭. મંહી–મંહીથી ખરન્તા ચાતકો આરડીથી,
વીજળીઝબકથી જો ! ઘોડલા ઝળહળે, ને

જલકણુથી ભીના આ ચક્રઃ સૌ દાખવે કે
રથ તુજ નીરભરિયા મેઘ માથે જ ચાલે.

મા : ક્ષણુમાં જ હવે આયુષ્મન્ નિજ અધિકારદેશમાં વિહરશે.

રા : ( નીચે અવલોકીને ) માતલિ ! વેગે ઉતરવાથી આશ્ચર્ય-દર્શન થાય છે આજ મનુષ્યલોકનાં. એમ જ છેઃ

૮. ગિરિશૃંગો ચ્હડી આવતાં જ પૃથિવી જાણે તરી આવતી,
પર્ણો માંહિ છૂપાવું વૃક્ષ તજતાં પડદા ઉઠ્યે ડાળના;
જલલોપી હતી ઝાંખી, વિસ્તરી જ તે વ્યક્તિત્વ નદીઓ ધરે;
જો ! કોએ ય ઉછાળી જેવી ધરણી આવન્ત મ્હારી ભણી.

મા. રૂડું જોયું. ( બહુ માનથી અવલોકીને ) અહો ! વિશાળી ને રમણીય છે પૃથ્વી.

રા : માતલિ ! આગળપાછળ સાગરબાંધ્યો. સુવર્ણરસ નિર્ઝ-રતો, સન્ધ્યાના જાણે મેઘમોભ સરિખડો, કિયો દીસે છે આ પર્વત ?

મા : આયુષ્યમાન્ ! એ તો ખરે ! હેમકૂટ નામ કિંપુરુષોનો છે પર્વત, તપનું સિદ્ધિક્ષેત્ર. પેખોઃ

૯. સ્વયંભૂના મરીચિથી થયા જેહ પ્રજાપતિ,
તે ગુરુ દેવદૈત્યોના સપત્ની તપ તપે અંહી.

રા : તો તો ખરે ! ન જવું ઘટે કલ્યાણને ઉલંઘીને. ભગ-વન્તની પ્રદક્ષિણા કરીને જવા ઇચ્છું છું.

મા : ઉમદા ધાર્યું મહારાજે. ( ઉતરવાનો અભિનય કરીને )

રા : ( વિસ્મયતાથી )

૧૦. લેશે ઘસાયાં ન અડ્યે ય પૃથ્વિને
રથચક્ર, કે ના ઉઠતી દીઠી રજે;

અને અછોડા ન નિરોધવે ય ત્હેં,
આ ઉતર્યો રથ; પણ તે જણાય ના.

મા : એટલો જ મહેન્દ્રનાથી આયુષ્યમાનનો વિશેષભાવ.

રા : માતલિ ! આ પ્રદેશે મારીચઆશ્રમ કયો ?

મા : ( હાથથી દાખવતાં દાખવતા ) આ સન્મુખે જ :

૧૧. ઢાંકયું અર્ધું જ રાફડે તનુ, ઉરે તો સર્પકાંચળી ઉડે,
કંઠે જીર્ણ લતાગૂંથ્યાં વલયથી અત્યન્ત પીડાયલા,
સ્કન્ધે ફેલી, શકુન્તમાળથી ભરી, સોહે જટાની ઘટા :
ઉભા જ્યહાં થડ શા મુનિ અચળ આ સૂર્યે જ માંડી મુખ.

રા : નમસ્તે, હે કષ્ટતપસ્વીજી ! નમસ્તે.

મા : ( રેન ખેચ્યા રથ કરીને ) આ તો અદિતિઉછેર્યાં મન્દાર વૃક્ષાળા પ્રજાપતિના આશ્રમમાં પ્રવેશ્યા આપણે.

રા : સ્વર્ગથી યે અધિકું નિવૃત્તિસ્થાન છે આ. અમૃતના ધરામાં જાણે ડૂબકી મારી.

મા : ( રથને થભાવીને ) ઉતરિયે, મહારાજ !

રા : ( ઉતરીને ) માતલિ ! ત્હારૂં કેમ હવે ?

મા : રથને સાંતર્યો છે; ને હું યે ઉતરૂં છું. ( એમ કરીને ) આમ, આયુષ્મન્ ! ( આગળ ચાલીને ) પેખો, મહારાજ ! ઋષિજીની આ તપોવનભૂમિને.

રા : ખરે જ ! વિસ્મયથી અવલોકું છું.

૧૨. પ્રાણોને પણ કલ્પવૃક્ષવનમાં જો ! વાયુભક્ષી કીધા,
સોનાપદ્મથી રેણુરંગીત જલે ધર્માભિષેકો કરે;
મણિશિલાતલ ધ્યાન, સંયમ ધર્યો જો ! અપ્સરાઓ કને;
જે વાંછે તપથી બીજા મુનિવરો, તે મધ્ય તપ આ તપે.

મા : ઉંચે ને ઉંચે જ ખરે ! ઉડે છે મ્હોટેરાંઓના અભિલાષ.

( આગળ ચાલીને આકાશ ભણી )

અહો વૃદ્ધ શાકલ્ય ! ભગવાન મારીચ ક્‌યહાં વિરાજે છે ? શું કહો છો ? શું ? 'દક્ષપુત્રીએ પતિવ્રતાધર્મ વિશે પૂછયે અન્ય મહર્ષિપત્નીઓ સંગાથે અદિતિને એ સંભળાવે છે'; એમ ને ?

રા : ( કાન દઇને ) અરે ! ત્‌યહારે તો વાટ જોવી જાઇશે કથાના અવસર સૂધી.

મા : ( રાજાને નિહાળીને ) મહેન્દ્રના પૂર્વજને નિવેદન કરવા જઈ આવું ત્‌યહાં સૂધી, આયુષ્મન્ ! આ અશોક વૃક્ષના થડ કને થોભિયે.

રા : જેવી ત્‍હારી ધારણા. ( કહી થોભે છે. )

મા : આયુષ્મન્ ! રજા લઉં છું હું. ( કહી જાય છે. )

રા : ( શુભ શુકન થયાનું સૂચવીને )

૧૩. ના મનોરથની આશા, કાં બાહુ ! ફ્‌રકે વૃથા ?
પૂર્વે તરછોડ્યું ભાગ્ય મહાદુઃખે ફ્‌રી મળે.

( નેપથ્યમાં )

નહિ; ચાવળો થા મા. કેમ ? ગયો જ ને પાછો પોતાના સ્વભાવ ઉપર ?

રા : ( કાન દઇને ) ભોમકા જ ન હોય આ અવિનયની: તો કોને વળી વારે છે એ ? (શબ્દઅણુસારે નિહાળીને, વિસ્મયથી ) અરે ! ને કોણ હશે ખરે ! એ તાપસીઓએ વારેલો અબાલજીવનો એ બાળકો ?

૧૪. અર્ધું ધાવ્યો, અને માથી વિછોડયે ચાળવીખર્યો,
સિંહબાલ બલાત્કારે ખેંચે છે એ રમાડવા.

( પછી પ્રવેશે છે ઉપર વર્ણવ્યાં કાર્ય કરન્તાં તાપસીઓ સંગાથે બાળક. )

બાલ : મ્હોં ઉઘાડ, સિંહ ! ત્‍હારા દાંત ગણું.

પહેલી તાપસી : ઉચ્છાંછળો ! અમારે સન્તાન સરિખડાં પ્રાણીઓને કેમ પજવે છે ? સાચ્ચે ! વધતાં જાય છે ત્હારાં તો તોફાન. સ્થાને જ છે ખરે ! ઋષિજને ત્હને દીધેલું સર્વદમન એવું નામાભિધાન.

રા : ને કોણ જાણે કેમ આ બાલમાં, ઔરસ પુત્રની પેઠે, પ્રોવાય છે મ્હારૂં મન ! ખરેખર ! મ્હારી અપુત્રતા જ વત્સલતા રૂપે ઢળે છે.

બીજી તાપસી : આ સિંહણી તુજપેં તરાપ મારશે હો—જો એના બાળકાને નહિં છોડે તો.

બા : ( હસીને ) અહોહો ! બહુ જ જાણે બ્હી ગયો હું !
( નીચલો હોઠ કહાડી દાખવે છે. )

રા : ૧૫. મહાન તેજનું બીજ બાલ આ ભાસતો મ્હને;
અગ્નિ શું તણખારૂપે ઇન્ધણાં માગતો ઉભો !

પ૦ તા : બાળ ! આ ન્હાનકડા મૃગરાજને છોડ. બીજું ત્હને રમવાનું આપું.

બા : કુચ્હાં છે ? દ્યો તો. ( કહી હાથ પ્રસારે છે.)

રા : શું ચક્રવર્તીનાં લક્ષણો એ ધારે છે ? એમ જ. એનો
૧૬. લોભન્ત વસ્તુની પ્રીતે પ્રસારિયો
સોહે છ કર અંગુલિગ્રન્થીથી ગૂંથ્યો;
નવપ્રભાતે નવરંગ પૂર્યું એ
પ્હેલ્લું ફૂટયું પાંખડીબાંધ્યું પદ્મ શું ?

બી૦ તા : સુવ્રતા ! બોલ માત્રથી ફોસલાવવાનું નહીં બને એને. તું જા; મ્હારી પર્ણકુટીમાં માર્કંડેય ઋષિકુમારોનો રંગરંગેલો માટીનો મોર છેઃ એને એ આણી આપ.

પ૦ તા : વારૂ. ( કહી જાય છે. )

બા : આનાથી જ ત્ચ્હાં સુધી રમીશ.

( કહી તાપસીને નિહાળી રહી હસે છે. )

રા : ખરેખર ! કોડ થાય છે મ્હને આ અળવીતરાના.

૧૭. ઝંખાય દન્તકળીઓ અમથાં જ હાસ્યે,
ને બોલડે અધુકડે રમણીય બોલી;
ખોળે ચ્હડયાનું કરતા પૂત તેડતા કો
હા ! થાય ધન્ય જન અંગરજે રજાળાં.

તાપસીઃ ભલે ! મ્હને એ બહતો નથી. ( આજુબાજુ નિહાળીને ) કોણ છે અંહી ઋષિકુમારો ? ( રાજાને નિરખીને ) કલ્યાણમુદ્રાળા ! અંહી આવશો જરા ? ને છોડાવશો છોડાવવી મુશ્કેલ આ બાથમાંથી બાળખેલમાં જકડેલ બાળ મૃગરાજને ?

રાઃ ( પાસે જઈ ને સ્મિતથી ) અરે ઓ મહર્ષિપુત્ર !

૧૮. યોગ્ય સંયમ ત્હને જ જન્મથી;
આમ આશ્રમવિરોધી વર્તને
કાં બગાડ સુખધામ પ્રાણીનાં ?
—જેમ નાગબચલાં જ ચન્દન.

તા. કલ્યાણમુદ્રાળા ! નથી એ ઋષિકુમાર.

રાઃ મૂર્તિ સમોવડી ચેષ્ટા જ એની ભાખે છે એ. સ્થાન-આધારે મ્હેં તો ધાર્યું 'તું એવું.

( વિનવ્યા પ્રમાણે કરતાં બાળકનો સ્પર્શ પામીને, આત્મગત )

૧૯. આ કોકના યે કુળની કળીને
અડયે ઉઠે છે સુખ અંગ મ્હારે;
તો જેહને એ ઉછર્યો ઉછંગે,
કરે ન ત્હેને ઉર શાન્તિ શી શી ?

તાઃ ( બન્નેને નિહાળીને ) આશ્ચર્ય ! આશ્ચર્ય !

રાઃ આર્યે ! શું છે એવડુંક વળી ?

તાઃ એકરૂપ જ છે આ બાળકની ને આપની આકૃતિઓઃ
એ. ને વિસ્મય થાય છે કે અપરિચિત છતાં યે આપ શું કહ્યાગરો છે.

રાઃ ( બાળકને લાડ લડાવતો ) ને એ જો મુનિકુમાર નથી, તો પછી કિયું છે એહનું કુળ ?

તાઃ પુરુવંશ.

રાઃ ( આત્મગત ) મ્હારા જ કુલનો ને શું ? ! એથી જ ખરે ! એનામાં ધારો છો આપ મુજ અણુસાર. એ જ છે અમ પૌરવોનું અન્તિમ કુલવ્રત.

૨૦. પૃથિવી પરિરક્ષવા સુવામાં
રસઅધિકા ભવને નિવાસ માણેઃ
પછીથી વ્રતધારી એ યતિના
તરુમૂળિયાં જ બને છ ધામ ધીંગાં.

( જાહેર ) ને વળી પોતા મેળે તો મનુષ્યોથી અહીં ક્યહાંથી પ્હોંચાય ?

તાઃ કલ્યાણમુદ્રાળા ભાખે છે એમ જ છે. અપ્સરાસંબંધથી એની જનનીએ અહીં દેવપિતાને તપોવને એને પ્રસવ્યો છે.

રાઃ ( મુખ વાળીને ) હાશ ! આ બીજું આશાકિરણ. ( પ્રકાશ ) અને એ મહાદેવી કિયા નામના રાજર્ષિનાં રાણી થાય ?

તાઃ કોણ એ ધર્મપત્નીના છાંડણહારનું નામે ઉચ્ચરવાનું ધારે ?

રાઃ ( સ્વગત ) આ કથા તો ખરે ! જાણે મ્હારી જ ન હોય ! તો જરા આ બાળકની માતાનું નામ પૂછી જોઉં. કે— નહીં, નહીં; આર્યાચાર નથી પરદારા શું વ્યવહાર.

તાઃ ( માટીનો મોર હાથમાં લેઈ પ્રવેશીને ) સર્વદમન ! આ શકુન્તલાવણ્યને જો !

બાઃ ( દષ્ટિ નાંખીને ) કય્હાં છે મારી મા ?

બ. તાઃ ભળતા નમોચ્ચારે છેતરાયો એ માવ્હેલો.

બીઃ તાઃ બાળ ! આ માટીના મોરની રમ્યતા તું જો, એમ હું તો ભાખું છું.

રાઃ ( આત્મગત ) શું ? શકુન્તલા એની માતાનું નામ ? ને ન હોય વળી નામાભિધાનમાં યે મળતાપણાં ? ને રખેને–મૃગજળની પેઠમ–નામનું કથને મ્હારા ખેદને કાજે જ ન હોય !

બાઃ મા ! મ્હને આ કલ્યાણમોર ગમે છે. ( કહી રમકડું લે છે. )

પ. તાઃ ( વિલોકીને ઉદ્વેગથી ) અરે ! રક્ષામાદળિયું એને કાંડે નથી દેખાતું.

રાઃ મા–ઉદ્વેગ મા કરો. એ તો આ એના સિંહબાળના બથમર્દનમાં પડી ગયું છે. ( કહી લઈ આવવા જાય છે. )

બ. તાઃ મા અડશો, એને મા અડશો. શું ? લીધું ય તે એહ ?

( કહી વિસ્મયથી હૈયેમૂકયા હાથે પરસ્પરને નિહાળી રહે છે. )

રાઃ શાને માટે વારતાં ’તાં મ્હને ?

પ. તાઃ સાંભળિયે, મહારાજ ! આ છે અપરાજિત નામની ઔષધિઃ એના જાતકર્મને અવસરે ભગવાન મારીચે દીધેલી. માતાપિતા કે પોતા વિના અન્ય કો એને કદી ભોંયપડી યે લે નહીં.

રાઃ ને લે તો ?

પ. તાઃ તો તે સર્પ થઈને ત્હેને ડંખે.

રાઃ ત્હમે કદી યે નજરે દીઠું છે આનું એ રૂપાન્તર ?

બ. તાઃ અનેક વેળા.

રા : ( હર્ષથી આત્મગત ) કેમ જાણે પૂરેપૂરા ભરાતા મુજ મનોરથને અભિનન્દતો ન હોઉં ! (કહી બાળને પંપાળે છે.)

અં. ૭, પા. ૧૨૪

બીજી તા : સુવ્રતા ! ચાલ. આ વૃત્તાન્ત વ્રતપરાયણા શકુન્તલાને જઇને કહીએ.

( કહી જાય છે )

બા : મૂકો મ્હને કે મા કને જાઉં.

રા : પુત્ર ! મ્હારી સંગાથે જ માતાને અભિનન્દજે.

બા : મ્હારા પિતા તો દુષ્યન્ત છે–ત્હમે નહીં.

રા : ( હસીને ) આ વિવાદ જ એની સાખ પૂરે છે.

( પછી પ્રવેશે છે એકવેણીધારિણી શકુન્તલા. )

શ : 'રૂપાન્તરઅવસરે પણ હતી ત્હેવી જ રહી સર્વદમનની ઔષધી ' એ સાંભળીને યે મ્હને ન પડી આશા મ્હારા સૌભાગ્યની. અથવા સાનુમતીએ કહ્યું તેમ હોય તો સંભવે ય તે.

રા : ( શકુન્તલાને વિલોકીને ) અયે ! એ જ આ મહાદેવી શકુન્તલા.

૨૧. વસનો ધૂળધૂસરાં ધરેલી,
તપ ઝાંખું મુખ, બાંધી એકવેણી;
મુજ નિષ્ઠુરનું ય વિરહનું તે
વ્રત પાળી વડું સ્હોય શુદ્ધશીલા

શ : ( પશ્ચાત્તાપરીક્ષા રાજાને પેખીને ) ન ખરે ! આર્યપુત્ર જ હોય ને જાણે ! નહિ તો તો કોણ એ અત્ય્હારે મંગલ રક્ષામાદળિયાળા મ્હારા બાળકાને અંગે અડકાડીને રોળે ?

બા : ( માતા કને જઇને ) મા ! આ કોક પુરુષ મ્હને 'પુત્ર' કહીને આલિંગે છે.

રા : પ્રિયે ! ક્રૂરતાથી જ મ્હેં ત્હને તરછોડી'તી. ત્હેનું યે અનુકૂળ પરિણામ નીપજ્યું. કારણ કે અત્ય્હારે ત્હેં મ્હને ઓળખ્યો પેખું છું હું.

શ : (આત્મગત) હૈયા ! ધીરજ ધર, ધીરજ ધર. મત્સરઉતરી મુજ શું દેવ અનુકમ્પા દાખવે છે. આર્યપુત્ર જ ખરે ! છે આ.

રા : પ્રિયે !

૨૨. મોહતમસૂને સ્મૃતિએ
ફેડયો, સન્મુખ સુમુખિ ! ઉભી આ તું;
ગ્રહણ ઉતર્યે લાધ્યો
શશીને રોહણ રાણીનો યોગ.

શ : જય હો ! જય હો ! આર્યપુત્રનો-(એમ અડધુંક બોલી અશ્રુરૂંધી વિરમે છે.)

રા : સુન્દરી !

૨૩. એ આંસુડે રૂંધેલા યે 'જય' શબ્દે જીત્યો જ હું;
કાં કે હોઠભીડયું ફીક્કું વીવર્ણું દીઠું' તું મુખ.

બા : મા ! કોણ છે એ ?

શ : બાળ ! ત્હારા ભાગ્યવિધાતાને પૂછ. (રડે છે.)

રા : ( શકુન્તલાને પાયે પડીને )

૨૪. સુતનુ ! ઉરથી નાકાર્યાનો અભાવ ઉતાર તું;
શું કહું ? મનનો ત્ય્હારે સંમોહ મુજ બળિયો હતો;
તમસ્‌ડૂબિયા પ્રાયઃ વર્તે છ એમ શુભે ય તેઃ
અહી લહી જ તરછોડે ફૂલમાળ અન્ધા શિર પડી.

શ : ઉઠિયે, આર્યપુત્ર ! ઉઠિયે. નક્કી મ્હારાં પુણ્યના આડ-કોટ શું કો પૂર્વકૃત્ય તે દિવસે ફળવાનું હશે; એથી દયા-મીણા યે આર્યપુત્ર મુજ શું રસનઠોર નીવડયા.

( રાજા ઉઠે છે. )

અને ક્ય્હાંથી આર્યપુત્રને સાંભરી આવી આ દુઃખભાગિણી ?

રા : ખેદનું શલ્ય ઉખાડી નાંખીને કહું છું કે

અં. ૭, પા. ૧૨૬

૨૫. મોહે જ મ્હેં સુતનુ ! અશ્રુ ઉવેખ્યું પૂર્વે,
ને હા ! પડી અધર ઝંખવતું' તું જેહ,
કંઇ વાંકી પાંપણુપરોવ્યું જ અશ્રુ ત્હારૂં
એ લ્હોઇ આજ થઉં છું પરિતાપમુક્ત.

( કહ્યા પ્રમાણે કરે છે. )

શ઼ા : ( નામમુદ્રા પેખીને ) આર્યપુત્ર ! આજ એ મુદ્રિકા.

રા : આ મુદ્રિકા સાંપડયે સ્મૃતિ યે સાંપડી.

શ઼ા : કારમું કીધું એણે કે આર્યપુત્રની પ્રતીતિને જ અવસરે એ દુર્લભ નીવડી.

રા : તો તો હવે ઋતુસંયોગના ચિહ્નરૂપે શોભવા ઘો વેલીને ફૂલ.

શ઼ા : નથી એનો વિશ્વાસ મ્હને. આર્યપુત્ર જ એને ધારે.

( પછી પ્રવેશે છે માતલી. )

મા : ધન્ય ઘડી ! ધર્મપત્નીના સમાગમે ને પુત્રમુખદર્શને આયુષ્યમાન મ્હોરેલા છે.

રા : મીઠાં ફળ આવ્યાં મુજ મનોરથને. માતલિ ! ન્હોતા જાણતા શું ખરે ! મહેન્દ્ર આ વૃત્તાન્તને ?

મા : ( હસીને ) અમરેશથી શું અજાણ્યું છે ? ચાલો, આયુષ્માન્ ! ભગવાન મારીચ આપને દર્શન દે છે.

રા : શકુન્તલા ! આંગળીએ લે પુત્રને. ત્હને આગળ કરીને ભગવાનનાં દર્શને જવા ઇચ્છું છું.

શ઼ા : લજાઉં છું કંઇ આર્યપુત્ર સંગે વડિલ સમીપે જતાં.

રા : એ યે આચરવું પડે કલ્યાણપ્રસંગે. ચાલ, ચાલ.

( સર્વે ચાલે છે. )

( પછી પ્રવેશે છે અર્ધાસને અદિતિ બેઠેલાં છે એવા મારીચ. )

મા : ( રાજાને નીહાળીને ) દક્ષપુત્રિ !

૨૬. આગે ધપે તું–સુતને રણમોખરે જે,
ભર્તા ભૂમંડલ તણો દુષ્યન્ત તે આ;

જેના ધનુથી નિષ્કર્મણુતા જ પામી
શણગાર રૂપ બન્યું ઇન્દ્રનું તીખું વજ્ર.

અ : આકૃતિ જ ઉચ્ચારે છે પ્રભાવ એમનો.

મા : આયુષ્મન્! આ પુત્રસ્નેહ નિર્ઝરતાં ચક્ષુઓથી દેવકુલના માતાપિતા આયુષ્માનને અવલોકે છે. ત્હેમની કને પધારો.

રા : માતલી !

૨૭. ધારે બાર કલા જ સૂર્ય–મુનિઓ કહે ત્હેનું જે કારણ,
ભર્તા જન્મવિયો ત્રણે ભુવનનો–જે યજ્ઞભાગેશ્વર;
ને જ્યહાં સ્થાન પરમ્ સ્વયંભૂ પુરુષે લીધ જન્મવા, એ જ આ
જોડું દક્ષમરીચિથી જનમ્યું–જે બ્રહ્માથી પેઢી બીજી.

મા : એમાં કહેવાનું શું ?

રા : ( કને જઈને ) બન્નેયને ઇન્દ્રઆજ્ઞાર્થી દુષ્યન્ત પ્રણમે છે.

મા : વત્સ ! ચિરંજીવ હો ! ને પૃથ્વીને પાળજે.

અ : વત્સ ! રથનો રોકણહારો મા હજો !

શ : બાળકા સંગાથે હું યે પાયવન્દના કરૂં છું.

મા : વત્સે !

૨૮. મહેન્દ્ર સરિખો સ્વામી, સુત જયન્ત સમોવડો;
ન આશિષ ત્હને બીજી શોભે, શચી સમી તું હો !

અ : લાડકી ! સ્વામીની બહુમાનવતી થજે. ને આ દીર્ઘાયુ બાળકો ઉભય કુલને આનન્દનારો થજો. બેસો.

( સર્વે પ્રજાપતિ ફરતાં બેસે છે. )

રા : (એકએકને નિર્દેશીને)

૨૯. ધન્ય શકુન્તલા સાધ્વી, આ સપૂત, અને ત્હમે !
શ્રદ્ધા ધન વિધિની એ ત્રિમૂર્તિ એકઠી મળી !

રા : ભગવન્! પ્હેલી પામ્યો મનોરથસિદ્ધિ, ને પછી પામ્યો દર્શન.એથી અપૂર્વ જ જાણ્યો ખરે! આપનો કૃપાભાવ.કારણકે

અં. ૭, પા. ૧૨૮

૩૦. પ્હેલું ઉગે ફૂલ, પછી ફૂળે ફૂળ,
 પ્હેલાં ચ્હડે મેઘ, પછી પડે જળ;
 એ માળ છે કારણકાર્યની, છતાં
 પ્રસાદી પ્હેલી, પછી તમ પ્રસન્નતા.

મા : વિધાતાઓ એમ જ પ્રસન્ન થાય.

રા : ભગવન્ ! આ આજ્ઞાધારિણીને ગાન્ધર્વવિવાહ વિધિથી હું પરણ્યો. કંઇક કાળ વીત્યે ભાંડુઓએ આણ્યે સ્મરણશિથિલતાથી નકાર્યે અપરાધી છું આપના સ-ગોત્રી પૂજ્ય મહર્ષિ કણ્વનો. પછી વીંટી દીઠે સાંભરી આવ્યું કે ત્હેમની દુહિતાને હું પરણ્યો છું. એ સૌ વિચિત્ર જેવું મ્હને તો ભાસે છે.

૩૧. સમક્ષ દીઠે 'ગજ આ ન' થાય,
 ગયા પછી તેહ પડે જ ભ્રાન્તિ;
 પછી પદો પેખી પ્રતીતિ પામે;
 એવા હતા મુજ મનના વિકારો.

મા : વત્સ ! દૂર હો ત્હારા અપરાધની શંકા. સંમોહ જ ત્હને થયો હતો. સાંભળ—

રા : ધ્યાનથી સાંભળું છું, મહામુનિ !

મા : જ્યહારે અપ્સરાતીર્થથી ઉતરી દેખીતી જ વિહ્વળી શકુન્તલાને લેઈને મેનકા અદિતિ કને આવી ત્યહારે જ ધ્યાનમાં જાણી ગયો હું કે દુર્વાસાના શાપથી આ તપ-સ્વિની સહધર્મચારિણી તરછોડાઇ છે, અન્યથા નહિ. ને એ શાપ આ મુદ્રિકાદર્શને શમવાનો હતો.

રા : ( ઉંડો શ્વાસ લઇને ) હાશ. આ વેણુથી હું છૂટયો.

શ : ( સ્વગત ) આર્યપુત્રે નહિ, દૈવે અકારણે તરછોડી'તી મ્હને. નથી વળી શાપાયાનું ચે મ્હને કંઈ સાંભરતું. અથવા

મ્હને પડયો હોય ત્હો યે તે શાપ મુજ વિરહસૂના હૈયા-
ળીની જાણમાં યે નથી. એથી જ સખીઓએ સૂચવ્યું
હશે મ્હને ભર્તાને મુદ્રિકા દાખવવાનું.

મા: વત્સે ! જીવનનાં ફળ ફળ્યાં. તો હવે સહધર્મચારી પ્રત્યે
ન ત્હારે રોષ ઘટે. જો:

૩૨. તુજને નકારી સ્મૃતિભ્રંશી નઠોર શાપે,
ઉતર્યે તમસ્ પતિની તું પ્રભુતા ય પામી;
મેલે છવાઇ અરિસો છબિ ના ઝીલે જ,
ને શુદ્ધ દર્પણતલે પટ છે ઉઘાડો.

રા: ભગવાને ખરૂં ભાખ્યું.

મા: વત્સ ! કંઈ અભિનન્દ્યોને ત્હમે વિધિવત્ અમે જાતકર્મ
કરેલા શકુન્તલાના આ પુત્રને ?

રા: ભગવન્ ! એ જ મ્હારી ખરી વંશપ્રતિષ્ઠા છે. ( કહીને
બાળને હાથથી ગ્રહે છે. )

મા: એવો જ થશે એ. એને ચક્રવર્તી જ સ્હમજજો આપ.
જૂવો:

૩૨. રથે વણરોકલે સ્થિર ગતિથી સિન્ધુ ઉતરીને
કરી નિઃશત્રુ તે પૃથિવિ જીતશે સપ્ત દ્વીપની;
અંહી આ પ્રાણીને દમી દમી લીધું 'સર્વદમન,'
જગે લેશે તે યે 'ભરત'નું બિરદ લોકભરણે.

રા: ભગવન્તે સંસ્કાર કીધે એ સૌની અમે આશા રાખિયે
છીએ.

આ: ભગવાન ! એમની દુહિતાને મનોરથ સાંપડયાનું કણ્વ
મહર્ષિને યે જરા કહાવોને ? પુત્રીવત્સલ મેનકા તો
અંહી જ ફરતી રહે છે.

શ: ( આત્મગત ) મ્હારો જ મનોરથ ભગવતીએ ભાખ્યો.

મા: તપઃપ્રભાવથી પ્રત્યક્ષ જ છે સઘળું યે તેઓશ્રીને તો.

રા: એથી જ ખરે! મુજ શું અતિકોપ્યા નહિં હોય મુનિશ્રી.
મા : ત્હો યે એમને પ્રિય તો મ્હારે પાઠવવું જ જોઇશે.
કોણુ–કોણુ છે રે?
( પ્રવેશીને )
શિષ્ય : ભગવાન! હું છું.
મા : ગાલવ! અત્યહારે જ આકાશમાર્ગે જઇને મુજ વચનથી મહર્ષિ કણ્વને પ્રિય પહોંચાડ કે પુત્રવતી શકુન્તલાને એ શાપ ઉતર્યો, ને સ્મૃતિલાધ્યા દુષ્યન્તરાજે પાછી સ્વીકારી છે ત્હેને.
શિ : જેવી આજ્ઞા ભગવાનની. ( કહી જાય છે. )
મા: વત્સ! ત્હમે ય તે નિજ પુત્રપત્ની સંગાથે મિત્ર મહેન્દ્રને રથે વિરાજીને નિજ રાજધાનીએ સિધાવો.
રા : જેવી ભગવાનની આજ્ઞા.
મા : અને વળી

૩૪. ધનદ તમ પ્રજાને વર્ષજો માગી વૃષ્ટિ,
મહદ રચી ત્હમેં યે રીઝજો ઇન્દ્ર યજ્ઞે;
વીતી શત યુગમાલા એમ અન્યોન્ય રીઝી
ઉભય જગત પામો કીર્તિ કીધી કૃપાની.

રા : ભગવન્! યથાશક્તિ શ્રેયસ્ કાજે મથીશ હું.
મા : વત્સ! શું આપનું વળી પ્રિય કરૂં હું?
રા : આથી યે પર પ્રિય કંઇ છે શું? છતાં યે ભગવાન જો પ્રિય કરવા ઇચ્છતા હો તો આ કરોઃ
( ભરતવાક્ય )

૩૫. પૃથ્વીશ સૌ જગતહિતે પ્રવર્તજો!
સરસ્વતી શ્રુતિવિદને વધારજો!
સ્વયંભૂ ને જ સકલવ્યાપી શક્તિના
મ્હારો પુનર્ભવ પણુ શંભુ ટાળજો!

( સર્વે જાય છે. )

